બિસ્મિહી તઆલા

પ્રકાશન નં. ૩૧૬

# મલ્ફૂઝાત

(હઝરત મવલાના મુહમ્મદ ઈલ્યાસ સાહેબ રહ. નાં બોધવચનો)

સંપાદક :

હઝરત મવલાના મુહમ્મદ મન્ઝૂર નુઅમાની સા. (રહ.)

અનુવાદક :

ઝકરિય્યા એ. પટેલ (લુણાવાડા)




**પ્રકાશન વિભાગ**

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર

મુ. પો. કંથારીઆ-૩૯૨ ૧૬૨

તા. જિ. ભરૂચ. (GUJ.- INDIA)

કિતાબનું નામ : મલ્ફૂઝાત

સંપાદક : હઝરત મવલાના મુહમ્મદ મન્ઝૂર નુઅમાની સા. (રહ.)

અનુવાદક : ઝકરિય્યા એ. પટેલ (લુણાવાડા)

પ્રકાશન નં. : ૩૧૬

આવૃત્તિ : પહેલી

પ્રત : ૨૦૦૦

સન હિજરી : ૧

સન ઈસવી : ૨૦૦૦

મૂલ્ય :

પ્રસિદ્ધ કર્તા : પ્રકાશન વિભાગ
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ-૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ (GUJ.)

ટાઇપ સેટિંગ : રેઇનબો ઓફસેટ, ભરૂચ. ☎ ૪૪૦૭૬

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

# ✷ સંપાદકની વાત ✷

## મલ્ફૂઝાતના સંપાદક હઝરત મવલાના ઇલ્યાસ (રહ.)ની સેવામાં :

હઝરત મવલાના ઈલ્યાસ રહ.નું નામ તો સંભવતઃ મેં મારા તઅલીમ પ્રાપ્તિના ઝમાનાથી જ સાંભળ્યું હતું, પરંતુ ઝિયારતનો ઈત્તિફાક મને યાદ છે ત્યાં સુધી પહેલીવાર શાયદ રમઝાનુલ મુબારક હિજરી સન ૧૩૫૩માં થયો. ત્યાર બાદ ચાર–પાંચ વર્ષ સુધી કોઈ ઈરાદા કે તલબ વગર અવારનવાર મુલાકાત થતી રહી, પરંતુ એ ઉપરછલ્લી મુલાકાતોમાં હું એનાથી વિશેષ કંઈ સમજી ન શકયો કે મવલાના એક મુખ્લિસ આલિમે દીન છે, પુરાણા તર્ઝ (શૈલી)ના નેક બુઝુર્ગોનો નમૂનો છે અને સમયના પ્રવાહો તથા સમયની

મહત્ત્વપૂર્ણ દીની જરૂરતોથી પરિચિત ન હોવા છતાં મુસલમાનોની દીની ઈસ્લાહનો સાચો જઝબો ધરાવે છે.

મતલબ કે એ મુલાકાતોથી ન હું હઝરત મવલાનાના વ્યક્તિત્ત્વથી પ્રભાવિત થયો અને ન એમની દીની તહરીકની કોઈ અહમિયત મને જણાઈ. એવામાં સન હિજરી ૧૩૫૮ની આસપાસમાં દીનના વર્તમાન તકાઝાઓથી ખૂબ વાકેફ એવા એક પ્રખર વિદ્વાન, સાહિબે કલમ આલિમે દીને ખુદ મવલાનાને મળીને અને એમની તહરીકના ખાસ કાર્યક્ષેત્ર – મેવાત જઈને તહરીકના વ્યાવહારિક સ્વરૂપ અને તેના પરિણામોનું જાત–નિરીક્ષણ કરીને પોતાના મંતવ્યો એક મઝમૂનમાં આલેખ્યા, જ્યાં સુધી યાદ છે ત્યાં સુધી, કમ સે કમ આ લખનારની નજરમાં તો આ તહરીકની અહમિયત સર્વ પ્રથમ એ જ મઝમૂનથી પેદા થઈ.

થોડા દિવસો પછી ઝિલ કઅહદ સન હિજરી ૧૩૫૮માં મવલાનાની ઝિયારત અને એમની તબ્લીગી જદોજહદ અંગે રૂબરૂમાં વિગતવાર પરિચય મેળવવાની જ નિય્યતથી દિલ્હીની એક સફર મારા માનવંત દોસ્ત મવલાના સય્યિદ અબુલ હસન અલી નદવી અને એક બીજા દીની સાથી મૌલ્વી અબ્દુલવાહિદ સાહેબ (એમ.એ.)ની સંગાથમાં કરી – પરંતુ, સંજોગવશાત્ દિલ્હી પહોંચતાં જ મારા ઘરેથી જલદી પરત આવવાની સૂચના આપતો તાર મળ્યો અને હું એ બંને સાથીઓને છોડીને

હઝરત મવલાનાને મળ્યા વગર જ પાછો ફરી ગયો. મારા બંને સાથીઓએ એ જ સફરમાં મવલાનાથી પહેલી અને તફસીલી મુલાકાત પણ કરી અને મેવાત જઈને એમના તબ્લીગી કામની પદ્ધતિ અને એનાં પરિણામોનો પણ અભ્યાસ કર્યો.

મવલાના સય્યિદ અબુલ હસનઅલી નદવી (દા.બ.) પોતાની ખુદાદત્ત સઆદત અને અલ્લાહવાળાઓ પ્રત્યેના ખાસ લગાવના કારણે એ પહેલી મુલાકાતમાં જ મવલાનાના વ્યક્તિત્ત્વ અને એમના તબ્લીગી કામથી ઘણા જ પ્રભાવિત થઈને પાછા ફર્યા અને પોતાના પત્રો મારફત મને પણ પ્રભાવિત કરવાની અને મવલાના તરફ મુતવજ્જેહ કરવાની એમણે કોશિશ કરી, પરંતુ હું મવલાના ઈલ્યાસ રહ.ને અનેકવાર મળી ચૂકયો હતો અને એ મુલાકાતોમાં એમની વાતો પણ સાંભળી ચૂક્યો હતો અને પોતાની અલ્પદષ્ટિના કારણે એમનાથી વધારે પ્રભાવિત થઈ શક્યો ન હતો, તેથી મવલાના અલીમિયાં (દા.બ.)ના એ પત્રોની પણ મારા ઉપર કોઈ ખાસ અસર પડી ન શકી. હા, એટલું જરૂર બન્યું કે મવલાનાની દીની દઅવતનો વિગતે પરિચય મેળવવાની જે ઉત્કંઠા પહેલાં જ પેદા થઈ ચૂકી હતી, મવલાના અલીમિયાં (દા.બ.)ના એ પત્રોના કારણે મારી આ ઉત્કંઠા બળવત્તર બની ગઈ.

કેટલાક દિવસો પછી મેવાત પ્રદેશમાં એક મોટા તબ્લીગી ઈજતિમાઅનું આયોજન થયું. મને પણ બોલાવવામાં આવ્યો અને હું પોતાના શોખ અને ઉત્સાહથી શરીક થયો. હું નમ્રપણે સ્વીકારું છું કે એ સફરમાંની અનેક મુલાકાતોમાં મવલાના ઈલ્યાસ રહ.ની વાતો સાંભળીને તથા મેવાતી કોમમાં મોટા-પાયે આવેલા અસાધારણ દીની પરિવર્તનની અસરો પોતાની આંખોથી દેખવાના કારણે હું મવલાના મુહતરમના વ્યક્તિત્ત્વને અને એમની તબ્લીગી ચળવળને પહેલાંથી વધારે મહત્ત્વપૂર્ણ સમજવા લાગ્યો, પરંતુ એ પછી પણ હું એટલો પ્રભાવિત ન થયો કે આ કામમાં જોડાઈ જવાનો નિર્ણય કરી લેતો.

આગળની અનુભવ-કહાણી સંભળાવવાથી પહેલાં મારો એક ખાસ હાલ સંભળાવી દેવો અહીંયા જરૂરી છે. વાત એમ છે કે હઝરત મુજદિદે અલ્ફેષાની રહ, હઝરત શાહ વલિય્યુલ્લાહ રહ, હઝરત સય્યિદ અહમદ શહીદ રહ, હઝરત શાહ ઈસ્માઈલ શહીદ રહ, હઝરત મવલાના રશીદ અહમદ ગંગોહી રહ. જેવા મશાઈખ અને તસવ્વુફના ઈમામોથી જો કે મને ઊંડી અકીદત હતી અને ઈસ્લામી હિન્દની આ કેટલીક વિભૂતિઓ મારા દિલોદિમાગ ઉપર છવાયેલી હતી, પરંતુ તસવ્વુફની શૈલી વિશે મને ઈત્મીનાન ન હતું, બલકે તબિયતને એનાથી એક પ્રકારનો અણગમો હતો અને મનમાં એના વિશે

કેટલાંક ઈલ્મી વાંધાઓ પણ હતાં. સન ૧૩૬૨ હિજરીના શરૂ ભાગમાં અથવા સન ૧૩૬૧ હિજરીના અંતભાગમાં તકદીરના એક ફેંસલાએ મારા માટે એક એવી સ્થિતિ પેદા કરી દીધી કે એક સાહિબે ઈરશાદ બુઝુર્ગ (જેમને હું અલ્લાહના ખાસ બંદા અને અહલે યકીન સમજતો હતો)ની ખિદમતમાં લગભગ એક અઠવાડિયા સુધી મારે કિયામ કરવો પડયો. તક ઝડપીને એક દિવસે મેં તસવ્વુફ અને એના ખાસ આમાલ–અશ્ગાલ વિશે પોતાના વિચારો રજૂ કર્યા......... બે ત્રણ દિવસમાં જ મારા સર્વ વાંધાઓ અને શંકાઓનું નિવારણ થઈ ગયું અને સ્પષ્ટ થઈ ગયું કે એ બધાં જ વસવસાઓ તથા વાંધાઓ મારી પોતાની જ ગેરસમજનું પરિણામ હતાં.

આ થોડાંક દિવસ, જે એ બુઝુર્ગની ખિદમતમાં ગુઝર્યા, મારી ઝિન્દગીમાં એક મોડની હેસિયત ધરાવે છે. પછી જ્યારે હું એ બુઝુર્ગ પાસેથી રુખ્સત થવા લાગ્યો તો એમણે ઘણાં જ પ્રેમાળ અંદાઝમાં મને તાકીદ ફરમાવી કે "તમે હઝરત દહેલ્વી પાસે જવાનું વધારે રાખો અને એમનાથી સતત મળતા રહો." – આ બુઝુર્ગ હઝરત મવલાના મુહમ્મદ ઈલ્યાસ સાહબ રહ.ને "હઝરત દહેલ્વી" તરીકે સંબોધતા હતા. – મેં કહ્યું કે હું એમની ખિદમતમાં ઘણીવાર હાજર થયો છું અને મારા દિલમાં એમના પ્રત્યે ખૂબ માન છે, પરંતુ હું એમનાથી એટલો બધો મુતઅસ્સિર થઈ શકયો નથી. મારા મુખેથી આવું

સાંભળીને તે બુઝુર્ગે હઝરત મવલાના ઈલ્યાસ રહ. વિશે અત્યંત બુલંદ શબ્દોમાં પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો, જેનો સાર આ હતો કે ''અલ્લાહનો ખાસ તઅલ્લુક એક સાથે ઘણાં બધાં બંદા સાથે હોય છે, પરંતુ અત્યંત ખાસ પ્રકારનો (ખાસુલ ખાસ) તઅલ્લુક બસ કોઈ કોઈ બંદા સાથે જ હોય છે. અને મારા ખ્યાલ પ્રમાણે વર્તમાન સમયમાં હઝરત દહેલ્વીના સાથે અલ્લાહનો તઅલ્લુક અત્યંત ખાસ પ્રકારનો છે. ''હું કેમ કે, એ બુઝુર્ગથી સારો એવો મુતઅસ્સિર થઈ ચૂક્યો હતો, એટલા માટે હઝરત મવલાના મુહમ્મદ ઈલ્યાસ રહ. વિશે એમના મુખેથી આ શબ્દો સાંભળીને મેં ઈરાદો કરી લીધો કે અહીંયાથી હવે ઈન્શાઅલ્લાહ દિલ્હી થઈને, મવલાનાની ઝિયારત કરીને જ ઘરે પાછો ફરીશ. અને આ રીતે હું ત્યાંથી સીધો દિલ્હી ગયો. હઝરત મવલાના ઈલ્યાસ રહ. એ દિવસોમાં સખ્ત બિમાર હતા, કેટલાં ય દિવસોથી ખોરાક પણ બંધ હતો. કમઝોરી એટલી બધી હતી કે જરા ઊભા થતાં તો પગ ધ્રુજવા માંડતાં. હું જ્યારે ખિદમતમાં હાજર થયો અને સલામ કરીને મુસાફહા માટે મેં હાથ લંબાવ્યા તો મુસાફહો કરવાને બદલે બિસ્તર પરથી ઊઠીને મારા બંને હાથ પકડીને હઝરત ઊભા થઈ ગયા. મેં ભારપૂર્વક વિનંતી કરી કે આપ આરામ ફરમાવો, આપની તબિયત નાદુરસ્ત છે, તો ફરમાવ્યું –

''કંઈ નથી, બસ આપ લોકોના કારણે બિમાર પડયો છું,

તમારો જ સતાવેલો છું. તમે આવી જાઓ, દીનનું કામ કરવા માંડો, ઈન્શાઅલ્લાહ સારો થઈ જઈશ.

—મવલાનાએ મારા હાથ એ વખતે છોડયા, જયારે મેં વાયદો કરી લીધો કે ઈન્શાઅલ્લાહ આવીશ અને વખત આપીશ.

જયાં સુધી યાદ છે, એ વખતે હું એક દિવસ—રાત મવલાનાની ખિદમતમાં રહ્યો. આવી સખ્ત બિમારી અને આ હદ સુધીની કમઝોરીમાં મવલાના ઈલ્યાસ રહ. પર દીનની ફિકરનો જે ગલબો મેં દેખ્યો અને દીન સાથેનાં એમના જે તઅલ્લુકનો અનુભવ થયો એનાથી હું અત્યંત પ્રભાવિત થયો અને હું એવું નક્કી કરીને પાછો ફર્યો કે મવલાનાને અલ્લાહ તઆલા આ બિમારીમાંથી તંદુરસ્તી અતા ફરમાવે તો હું એમના કામમાં શરીક થઈને કેટલોક સમય એમની ખિદમતમાં વિતાવીશ.

બિમારીમાંથી સિહ્હત પછી જુમાદલ ઉખ્રા સન ૬૨ હિજરીમાં મેવાતમાં એક તબ્લીગી ઈજતિમાઅ નક્કી થયો. ખબર મળતાં હું પણ દિલ્હી પહોંચી ગયો, રફીકે મુહતરમ મવલાના સય્યિદ અલીમિયાં પણ આવી ગયા.

અલ્લાહ તઆલા મવલાના ઇહતિશામુલ્ હસન સાહેબ રહ.ને જઝાએ ખૈર અતા ફરમાવે, સંભવતઃ એમણે જ એવું

નક્કી કર્યું કે અમે બન્ને મવલાના ઈલ્યાસ રહ. સાથે એક કારમાં જઈએ. મવલાનાના એક અત્યંત મુખ્લિસ સાથી મુહમ્મદ શફીઅ સાહેબ કુરૈશી રહ.ની એ કાર હતી અને એકદમ નાની હતી. એમાં હઝરત મવલાના ઈલ્યાસ અને અમારા બેઉના સિવાય કુરૈશી સાહેબ જ હતા અને તે જ ડ્રાઈવર પણ હતા.

કાર હઝરત નિઝામુદ્દીન મરકઝથી રવાના થઈ અને હઝરત મવલાનાના ઈરશાદાતનો સિલસિલો શરૂ થયો અચાનક મને ખ્યાલ આવ્યો કે મવલાનાની આ વાતો યાદ રાખવા જેવી અને બીજાઓ સુધી પહોંચાડવાને લાયક હોવાથી લખી લેવી જોઈએ. અને મેં કારમાં જ મવલાનાની ખાસ ખાસ વાતોને નોટ કરવાનું શરૂ કરી દીધું. આ સિલસિલો મંઝિલ પર પહોંચવા સુધી ચાલુ રહ્યો.

મવલાના રહ. ના મલ્ફૂઝાતની આ પહેલી કિસ્ત હતી, જે મેં આ સફરમાં લેખિતરૂપમાં તૈયાર કરી. એનો એક ભાગ રજબ સન ૧૩૬૨ હિજરીના ''અલફુર્કાન''ના અંકમાં મવલાનાની હયાતીમાં, બલકે તંદુરસ્તીની હાલતવેળાએ જ એમની ઈજાઝતથી પ્રગટ થયો, અને બીજો ભાગ સન ૧૩૬૩ હિજરીના રબીઐન મહિનાઓના ''અલ ફુર્કાન''માં પ્રગટ થયો. આ સંગ્રહનો પહેલો અને બીજો ભાગ એ જ મલ્ફૂઝાત પર આધારિત છે.

મેવાતની આ સફરના લભભગ એક મહિના પછી લખનૌ અને કાનપૂરની તબ્લીગી સફરમાં પણ એક અઠવાડિયા સુધી હઝરત મવલાનાની સુહબતમાં રહેવાનું સૌભાગ્ય સાંપડયું. એ સફરમાં પણ કેટલાંક ઈરશાદાત નોટ કર્યાં. —આ સંગ્રહનો ત્રીજો ભાગ એ જ મલ્ફૂઝાત પર આધારિત છે.

એ સફરની થોડી મુદત વીત્યા પછી મવલાના બિમાર પડયા અને પથારીવશ થઈ ગયા અને રજબ સન ૬૩ હિજરીમાં આ બિમારીમાં જ હઝરત અલ્લાહ તઆલાની રહમતમાં પહોંચી ગયા, રહિ—મહુલ્લાહુ તઆલા રહમતલ્ અબરારિસ્સાલિહીન....

ઈન્તિકાલથી લગભગ ૪ મહિના અગાઉ રબીઉલ અવ્વલ યા રબીઉલ આખરમાં મવલાનાની બિમારીની ગંભીરતાના સમાચાર જાણવા મળતાં આ આજિઝ (સંપાદક) ખિદમતમાં હાજર થયો. સંજોગવશાત્ એ વખતે મારા તે મુહસિન બુઝુર્ગ પણ મવલાનાની ઈયાદત માટે તશરીફ લાવ્યા હતા, જેમણે મને મવલાનાની ખિદમતમાં હાજરી આપવાની તાકીદ ફરમાવી હતી. જ્યારે તે વિદાય થવા લાગ્યા તો તેમણે મને અલગ બોલાવીને ફરમાવ્યું —

"મૌલ્વી સાહેબ ! બીજાં કામ તો આખી ઝિન્દગી કરવાનાં છે, હમણાં જેટલું બની શકે તેટલું એમની ખિદમતમાં રહો, આજકાલ આ બડેમિયાં (હઝરત મવલાના ઈલ્યાસ રહ.)

પ્રતિદિન હજારો માઈલની ઝડપથી જઈ રહ્યા છે.''

એમનો આ ઈરશાદ સાંભળી મેં નક્કી કરી લીધું કે હવે મવલાનાની બિમારીમાં ઈન્શાઅલ્લાહ અહીંયા જ રહીશ અને આઠ–દસ દિવસમાં એકવાર ''અલ ફુર્કાન'' અને ઓફિસના કામકાજ માટે બે ચાર દિવસ માટે બરેલી ચાલ્યો જઈશ. અને આ રીતે જ મઅમૂલ રહ્યો. આશરે બે મહિનાથી થોડાક વધુ સમય સુધી હઝરત મવલાનાના ''મરઝુલ્ વફાત''માં મારી એમની પાસે હાજરી રહી. આ સંગ્રહના બાકીના તમામ મલ્ફૂઝાત હઝરતની મૌત વેળાની બિમારી દરમિયાનનાં જ છે, –અલબત્ત ચોથા ભાગના તમામ મલ્ફૂઝાત મવલાના ઝફર અહમદ સાહેબ થાનવીએ સંપાદિત કરેલાં છે. મવલાના ઝફર અહમદ સાહેબ હઝરત મવલાના ઈલ્યાસ રહ.ના જીવનની છેલ્લી ઘડીઓમાં પૂરો એક મહિનો નિઝામુદીન મરકઝમાં હઝરત મવલાનાની ખિદમતમાં રોકાયા હતા. અને ખૂબ કાળજીપૂર્વક હઝરતના મલ્ફૂઝાતને નોંધી લેતા હતા.

મવલાના ઈલ્યાસ રહ.ની આ બિમારીમાં એમના જે અહવાલ અને કેફિયતોનો મને જાત–અનુભવ થયો, આ એક વાસ્તવિકતા છે કે એનાથી પુરોગામી બુઝુર્ગોના તે જીવન–પ્રસંગોનું યકીન થઈ ગયું, જે કિતાબોમાં પઢયા હતા, પરંતુ એમની સિહ્હત અંગે ખાતરી થતી ન હતી.

એવી અનેક વાતો, જે મારું બળવાખોર માનસ સ્વીકારતું

ન હતું, હઝરત મવલાના ઈલ્યાસ રહ.માં એ વાતોને સગી આંખોથી દેખવાને કારણે સ્વીકાર કરવો પડયો. એ સમયના મારા અનુભવો અને નિરીક્ષણોનો સાર હું મારી પુસ્તિકા "મેરી ઝિન્દગી કે તજરૂબે"માં આલેખી ચૂકયો છું. રફીકે મુહતરમ હઝરત મવલાના સય્યિદ અબુલ હસન અલી નદવી (રહ.) સંપાદિત હઝરત રહ. ની જીવનકથા ("મવલાના ઈલ્યાસ રહ. ઔર ઉનકી દીની દઅવત") તથા આ મલ્ફૂઝાતના નાનકડા સંગ્રહના અભ્યાસથી વાચકોને મવલાના મરહૂમની મઅરિફત ઈન્શાઅલ્લાહ વત્તેઓછે અંશે હાસિલ થઈ શકશે.

**ધ્યાનમાં રાખવા જેવી કેટલીક વાતો :**

૧. મવલાના રહ. જયારે વાતચીત ફરમાવતા હતા તો હું એ સમયે માત્ર સંક્ષિપ્ત ઈશારાઓમાં નોંધી લેતો હતો. ત્યાર બાદ ફુરસતના સમયે અલ્ફાઝ પોતાની યાદદાસ્ત મુજબ લખતો હતો એટલા માટે શબ્દોમાં ઘણા બધાં ફર્કની શકયતા રહેલી છે. બલકે, કેટલાક સ્થળોએ તો વાચકોને સમજ પડી શકે તે આશયે સભાનપૂર્વક શબ્દોમાં ફેરફાર કરવામાં આવ્યો છે, કેમ કે, મવલાના મરહૂમની વિદ્વત્તાપૂર્ણ ભાષાશૈલી અને અભિવ્યક્તિના વિશિષ્ટ અંદાઝને ઘણીવાર એમના ગાઢ સંપર્કમાં રહેતાં ખાસ લોકો જ સમજી શકતા હતા.

૨. મોટે ભાગે એવું બનતું હતું કે મવલાનાનો વાતચીતનો

સિલસિલો ચાલુ હોય ત્યારે હું લખવા તરફ ધ્યાન આપવાનું યોગ્ય માનતો ન હતો અને એવું વિચારી લેતો હતો કે પછીથી યાદશક્તિની મદદથી લખી લઈશ; પરંતુ મને યાદ નથી કે એ રીતે પછીથી લખવાની નવબત ક્યારે આવી હોય ! એટલા માટે આ હકીકત છે કે મેં યાદ રાખવા અને લખવા પાત્ર જે ઉપદેશો સાંભળ્યા, મલ્ફૂઝાતના આ નાનકડા સંગ્રહમાં એ પૈકી કદાચ દસમા ભાગના ઈરશાદાત પણ શામેલ નથી.

૩. હઝરત મવલાના રહ. એ મુસલમાનોમાં દીની ઝિન્દગી અને ઈમાની રૂહ પેદા કરવાના જે પ્રયત્નો એક ખાસ ઢબે શરૂ કર્યા હતાં અને જેમાં આપે આખરે પોતાનું સર્વસ્વ ખપાવી દીધું, મવલાનાનું અસલી કારનામુ તે જ દીનની દઅવત છે અને અલ હમ્દુલિલ્લાહ મવલાના મરહૂમના પછી પણ એ સિલસિલો ઓછામાં ઓછો દસ ગણા વધારે વેગ અને પ્રમાણમાં ચાલુ છે. અલબત્ત, દઅવતના ઉસૂલ અને એની રૂહ (ઈમાન અને ઈહતિસાબ)ની હિફાઝત તરફ આ તહરીકથી ખાસ લગાવ ધરાવનાર હઝરાતે વધારેમાં વધારે ધ્યાન આપવાની જરૂરત છે. અને આ સંદર્ભમાં સારું એવું માર્ગદર્શન આ મલ્ફૂઝાત સંગ્રહમાંથી પણ મેળવી શકાય એમ છે અને વાસ્તવમાં એના પ્રકાશનનો આ જ ખાસ મકસદ છે.

**(હઝરત મવલાના) મુહમ્મદ મન્ઝૂર નુઅમાની (રહ.)**

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

# હઝરત મૌલાના મુહમ્મદ ઈલ્યાસ (રહ.)નાં બોધવચનો

## ભાગ-૧

(આ ભાગ હઝરત મૌલાના રહ.ની હયાતીમાં જ પ્રગટ થઈ ચૂક્યો હતો.)

### ૧

ફરમાવ્યું – અંબિયાએ કિરામ અલયહિમુસ્સલામની ઉમ્મતોની સામૂહિક હાલત મોટે ભાગે આ રહી છે કે નુબુવ્વતના બરકતવંત યુગથી તે જેમ જેમ દૂર થતી જતી હતી

તેમ તેમ દીન પોતાની રૂહ અને હકીકતથી ખાલી થઈને એમની ઝિંદગીઓમાં કેવળ એક રિવાજનું સ્વરૂપ ધારણ કરી લેતો હતો અને તેનું આચરણ પણ ઔપચારિક ધોરણે થતું હતું. આ ગુમરાહી અને દિશાહીનતાના નિવારણ માટે બીજા પયગમ્બરનું આગમન થતું હતું, જે આ રિવાજી હેસિયતને મિટાવીને પોતાની ઉમ્મતને દીનના સિદ્ધાંતોની મૂળ હકીકતો અને સાચી ઈસ્લામી ચેતનાથી નિકટ લાવતા હતા. – છેલ્લે હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું આગમન થયું ત્યારે આકાશી દીન સાથે સંબંધ ધરાવતી ઉમ્મતોની હાલત પણ આવી જ હતી; એમના પયગમ્બરોની શરીઅતના જે અંશો એમની પાસે સચવાયેલાં હતાં તે માત્ર ઔપચારિક ઢબે અમલી હતાં. તેઓને મન એ જ દીનનું સત્ય સ્વરૂપ હતું. અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ રિવાજીપણાને નાબૂદ કરીને દીનના મૂળભૂત સત્યો અને અહકામનું શિક્ષણ આપ્યું.

ઉમ્મતે મુહમ્મદી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પણ આજે એ જ બિમારીમાં સપડાઈ ચૂકી છે. તેની ઈબાદતો સુધ્ધાં શુષ્ક અને ઔપચારિક બની ગઈ છે. અહીં સુધી કે દીનની તાલીમ, જે આવી તમામ ખરાબીઓની સુધારણાનું માધ્યમ હોઈ શકતી હતી તે પણ ઘણે ઠેકાણે કેવળ એક રિવાજરૂપ બની ગઈ છે. – પરંતુ, પયગમ્બરીનો સિલસિલો કેમ કે,

સમાપ્ત કરી દેવામાં આવ્યો છે અને દીનના મહત્ત્વપૂર્ણ કામોની જવાબદારી ઉમ્મતના ઉલમાએ કિરામને સોંપવામાં આવી છે, કે જેઓ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પ્રતિનિધિ છે, તો હવે એમનું જ આ કર્તવ્ય છે કે તેઓ આ દુર્દશાને દૂર કરવા તરફ વિશેષરૂપે ધ્યાન કેન્દ્રિત કરે. અને તેના માટે જરૂરત છે નિય્યતની સુધારણાની, કારણ કે આમાલ ત્યારે જ બેજાન બને છે જયારે કે તેમાં લિલ્લાહિય્યત અને બંદાપણાની ભાવના ન હોય....અને નિય્યતની શુદ્ધિથી આમાલનું રૂખ બરાબર થઈને માત્ર અલ્લાહ તરફ વળી જાય છે, રિવાજીપણાને બદલે એમાં હકીકત પેદા થાય છે અને દરેક કામ ખુદાપરસ્તી અને બંદાપણાની ભાવનાથી થાય છે – સાર એ કે નિય્યતની સુધારણા તરફ લોકોનું ધ્યાન દોરીને એમના આમાલમાં લિલ્લાહિય્યત અને હકીકત પેદા કરવાની કોશિશ કરવી એ ઉલમાએ ઉમ્મત અને દીનના કાર્યકરોનું આજના સંજોગોમાં એક ખાસ કર્તવ્ય છે.




ફરમાવ્યું – કુર્આને કરીમ અને હદીષે પાકમાં ઘણા જ ભારપૂર્વક આ હકીકત સ્પષ્ટ કરવામાં આવી છે કે દીન "યુસ્ર" છે, અર્થાત્ તે સંપૂર્ણપણે સરળ અને પ્રકૃતિને અનુકૂળ છે. એટલા માટે જે બાબત દીનમાં જેટલું મહત્ત્વ ધરાવતી

હોય તે એટલી જ આસાન હોવી જોઈએ. – તો નિય્યતની સુધારણા અને અલ્લાહ પ્રત્યેની શુભનિષ્ઠા, કેમ કે, દીનમાં અનિવાર્ય છે બલકે તે જ દીનના સર્વ કામોની રૂહ છે એટલા માટે તે બેહદ આસાન છે. અલ્લાહ પ્રત્યેનો આ જ હૃદયભાવ (ઈખ્લાસ) ''સુલૂક'' અને ''તરીક'' (દિલની સફાઈ અને અલ્લાહનું ધ્યાન કેળવવાનો વ્યવસ્થિત પ્રયત્ન)નો નિચોડ છે, તેથી સ્પષ્ટ થયું કે ''સુલૂક'' પણ એકદમ સરળ વસ્તુ છે. પરંતુ, એ ન ભૂલાવું જોઈએ કે દરેક કામ એના નિયમ અને પદ્ધતિ મુજબ કરવામાં આવે તો જ આસાન હોય છે. ખોટી પદ્ધતિથી તો સરળમાં સરળ કાર્ય પણ અઘરું થઈ પડે છે. લોકોની મોટી ભૂલ આ છે કે તેઓ ઉસૂલના પાલનમાં ભારે બેદરકારી દાખવે છે. જ્યારે કે દુનિયામાં કોઈ ચીલાચાલુ કામ પણ નિયમપાલન અને ઉચિત કાર્યપદ્ધતિ અપનાવ્યા વગર પૂર્ણ નથી થઈ શકતું. પ્લેન, વહાણ, ટ્રેન, મોટર વગેરે પોતપોતાના નિયમો અનુસાર જ ચાલે છે. અહીં સુધી કે રોટી અને ચાવલ સુધ્ધાં ચોક્કસ નિયમોને આધીન તૈયાર થાય છે.




ફરમાવ્યું – તસવ્વુફનું સર્વોચ્ચ બિંદુ (અંતિમ લક્ષ્ય) છે અલ્લાહના આજ્ઞાપાલનમાં આનંદ અને ગુનાહોના કામો પ્રત્યે સખ્ત તિરસ્કાર. (અર્થાત્ એવી કેફિયતનું પેદા થઈ જવું કે અલ્લાહ તઆલાના હુકમો પૂરા કરવામાં અનેરો આનંદ

મળે અને હરામ બાબતો તરફ જતાં તકલીફ અને અણગમો મહસૂસ થાય.) આ તો છે તરીકત (તસવ્વુફ)નો અંતિમ મકસદ. બાકી જે કાંઈ છે (એટલે કે નવાફિલ, ઝિક્રો–અઝકાર, મખ્સૂસ રિયાઝાત વગેરે) તે તો આ મકસદની પ્રાપ્તિના માધ્યમો (સાધનો) છે, પરંતુ હવે ઘણાખરા લોકો આ માધ્યમોને જ અસલ તસવ્વુફ સમજવા માંડયા, હાલાં કે એ પૈકીના કેટલાંક તો બિદઅત છે. – તાત્પર્ય એ કે એ કામોની હેસિયત ફક્ત માધ્યમો તરીકેની જ છે અને તે છેવટનું લક્ષ્ય નથી. તેથી સંજોગો અને જરૂરતની ભિન્નતાઓ અનુસાર એમાં ફેરફારો કરવા જરૂરી છે. જો કે, જે બાબતો શરીઅતમાં સાબિત છે તે દરેક ઝમાનામાં સમાન રીતે અમલ માટે જરૂરી ગણાશે.




ફરમાવ્યું – ફરાઇઝનું સ્થાન નવાફિલથી ઘણું જ ઊંચું છે. બલકે સમજવું જોઈએ કે નવાફિલનો આશય જ ફરાઇઝમાં રહેતી ઊણપોની ભરપાઈ કરવાનો છે. આમ છતાં કેટલાંક લોકોનું વલણ આ છે કે તેઓ ફરાઇઝની અદાયગીમાં બેદરકારી દાખવે છે અને નવાફિલમાં ખૂબ કાળજીપૂર્વક મશગૂલ રહે છે. ઉદાહરણ તરીકે આપ હઝરાત જાણો છો કે ભલાઈની દઅવત, સદકાર્યોનો ઉપદેશ (અમ્ર બિલ્ મઅરૂફ) અને દુરાચારોની રોકથામ (નહ્ય અનિલ્ મુન્કર) એ દીનના મહત્ત્વપૂર્ણ ફરાઇઝમાંથી છે; પરંતુ આપણામાંથી કેટલાં આ

ફરાઈઝને નિષ્ઠાપૂર્વક અદા કરે છે ? પરંતુ એની તુલનાએ નફિલ અઝકારમાં કાળજીપૂર્વક મશગૂલ રહેનારા હઝરાતની એટલી કમી નથી !



ફરમાવ્યું – દીનના જાણકાર અને સમજદાર લોકો પૈકી કેટલાંકમાં "ઈસ્તિગ્ના" (લોકોથી બેપરવાહી, નિસ્પૃહતા)ના મૂળ અર્થ વિશે ખોટી સમજ પ્રવર્તે છે. તેમના મત મુજબ ઈસ્તિગ્નાનો તકાઝો આ છે કે માલદાર અને સાધનસમ્પન્ન લોકોથી બિલકુલ જ દૂર રહેવામાં આવે, અને તેમની સાથે હળવામળવાથી સંપૂર્ણપણે બચવામાં આવે. – હાલાં કે 'ઈસ્તિગ્ના'નો ભાવાર્થ માત્ર આ છે કે માલદારોની પાસે એમની દૌલતના હાજતમંદ બનીને ન જવામાં આવે અને કોઈ સ્વાર્થ માટે એમને ન મળવામાં આવે. બાકી, તેમની દીની ઈસ્લાહના માટે અને દીની હેતુઓ માટે તેમને મળવું અને સંબંધ રાખવો એ કોઈ પણ રીતે "ઈસ્તિગ્ના"થી વિરુદ્ધ નથી બલકે, આ તો એક દૃષ્ટિએ જરૂરી છે. હા, એ બાબતથી ખૂબ સાવધ રહેવું જોઈએ કે તેમની સાથે હળવામળવાથી આપણા દિલમાં દુનિયાની મુહબ્બત અને લાલસા પેદા ન થઈ જાય.



ફરમાવ્યું – જ્યારે કોઈ અલ્લાહનો બંદો કોઈ સારું કામ

કરવા ચાહે છે તો શયતાન તેની વિરુદ્ધ જાતજાતના કાવાદાવા કરે છે અને તેના માર્ગમાં અંતરાય અને અડચણો નાંખે છે; પરંતુ જો તેની આ યુક્તિઓ નિષ્ફળ રહે છે અને તે ખુદાનો બંદો આ અવરોધોને પાર કરીને તે કામને શરૂ કરી દે છે તો પછી શયતાનનો બીજો દાવ આ હોય છે કે તે ઈન્સાનના ઈખ્લાસ અને નિય્યતમાં ખરાબી પૈદા કરે છે. અર્થાત્ ક્યારેક તે કીર્તિની લાલસા અને દેખાવની ખ્વાહિશ બંદાના દિલમાં પૈદા કરવાની કોશિશ કરે છે તો ક્યારેક બીજો સ્વાર્થ ભેળવીને ઈન્સાનની લિલ્લાહિય્યતને બરબાદ કરવા મથે છે અને આ યુક્તિમાં તે ઘણીવાર સફળ થાય છે. એટલા માટે દીનનું કામ કરવાવાળાઓએ આ ખતરાથી પ્રત્યેક પળે સાવધ રહેવું જોઈએ અને આ પ્રકારના શયતાની વિકારો (વસવસાઓ)થી પોતાના હૃદયને સદા બચાવવું જોઈએ અને પોતાની નિય્યતોનું સતત ઝીણવટભર્યું નિરીક્ષણ કરતા રહેવું જોઈએ. કેમ કે જે કામમાં અલ્લાહની રઝામંદી (પ્રસન્નતા) સિવાય બીજો કોઈ આશય કોઈ પણ પળે ભળી જાય તો તે અલ્લાહને ત્યાં કબૂલ થવાને લાયક રહેતું નથી.




ફરમાવ્યું – સંખ્યાબંધ દીની મદારિસમાં આ એક ગંભીર ઊણપ અને મોટી ગફલત જોવા મળે છે કે તલબાને પઢાવી તો દેવામાં આવે છે; પરંતુ એવી કોઈ વ્યવસ્થિત કોશિશ કરવામાં

નથી આવતી કે આ પઢવા–પઢાવવાનો જે ખરો મકસદ છે (અર્થાત્ દીનની ખિદમત અને દઅવત ઈલલ્લાહ), તાલિબે ઈલ્મ પઢવા પછી એમાં જ લાગે – આ ગફલતને પરિણામે આ મદરસાઓનાં ઘણાંખરાં તેજસ્વી ફાઝિલ ફારિગ થવા પછી માત્ર આજીવિકા (મઆશ)ની પ્રાપ્તિને પોતાનું લક્ષ્ય બનાવીને કાં તો તિબ્બ (ચિકિત્સા શાસ્ત્ર) શીખવામાં લાગી જાય છે અને કાં તો સરકારી યુનિવર્સિટીઓની પરીક્ષાઓ પસાર કરીને અંગ્રેજી સ્કૂલોમાં શિક્ષકનો વ્યવસાય અપનાવી લે છે અને આ રીતે તેઓની દીની તાલીમ ઉપર જે સમય અને નાણાનો ખર્ચ થયો હોય છે અને જે મહેનત થઈ હોય છે તે પરિણામની દષ્ટિએ વ્યર્થ જાય છે, બલકે ક્યારેક તો તે દીનના દુશ્મનોને કામ આવે છે. તેથી આપણે પઢાવવા કરતાં વધારે એ વાતની ફિકર કરવી જોઈએ કે જે તલબા પઢીને ફારિગ થાય તેઓ દીનની ખિદમતમાં જ લાગે અને ઈલ્મે દીનના હક્કો અદા કરે. પોતાની ખેતીમાં જો કાંઈ ન પાકે તો આ પણ નુકસાન છે; પરંતુ જો પાકીને આપણા દુશ્મનોને કામ લાગે તો આ એનાથી મોટું નુકસાન છે.




ફરમાવ્યું – સરકારી યુનિવર્સિટીઓ તરફથી જે "મૌલ્વી–ફાઝિલ" વગેરે જેવી ડિગ્રીઓ આપવામાં આવે છે તેની ખરાબીઓ અને તેનાં દીની નુકસાનોનો આપણને પૂરો

અંદાઝ અને એહસાસ નથી. આં ડિગ્રીઓ સામાન્યપણે એટલા માટે તો મેળવવામાં આવે છે કે અંગ્રેજી શાળાઓમાં નોકરી મળી શકે. આનો મતલબ તો એવો થયો કે ખુદાના દુશ્મનોએ (કાફિર હુકૂમતે) પોતાના જે હેતુઓ સિદ્ધ કરવા માટે એક ખાસ શિક્ષણ – વ્યવસ્થા અમલમાં મૂકી છે તે હેતુઓની પૂર્તિ માટે આવી ડિગ્રીઓ મેળવીને તે ખુદાના બાગીઓના મદદગાર અને પગારદાર કર્મચારી બનવાની લાયકાત પેદા કરવામાં આવે ! – વિચારી તો જુઓ કે ઈલ્મે દીન ઉપર આનાથી મોટો ઝુલ્મ અને તેનો આનાથી વધારે દુરુપયોગ શું હશે કે દીનના દુશ્મનોના તઅલીમી નિઝામની "ખિદમત"નું કામ તેનાથી લેવામાં આવે ! અર્થાત્ એવું સમજી લો કે આ ડિગ્રીઓ અને પરીક્ષાઓ દ્વારા દીનના ઈલ્મની નિસ્બત અલ્લાહ અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને બદલે ખુદાના દુશ્મનો તરફ કરવામાં આવે છે એટલે આ અત્યંત ખતરનાક બાબત છે.




ફરમાવ્યું – ઈલ્મનો સૌથી પહેલો અને મહત્ત્વપૂર્ણ તકાઝો આ છે કે માણસ પોતાની જિંદગીનો હિસાબ કરે, પોતાની જવાબદારીઓ અને પોતાની ઊણપોને સમજે અને દરેક ફરજની અદાયગીની ફિકર કરવા લાગે; પરંતુ જો માણસ તેના બદલે પોતાના ઈલ્મથી બીજાઓના આમાલનો હિસાબ કરવા લાગે અને તેમની ખામીઓ શોધવાનું કામ લે તો પછી આ મોટાઈ અને ઘમંડ છે,

જે ઈલ્મ ધરાવનાર માટે અત્યંત વિનાશક છે. **"પોતાનું કામ કર, બીજાઓની ફિકર ન કર."**

## ૧૦

"મુસલમાનોને હુકૂમત અને સત્તા કેમ અર્પણ કરવામાં નથી આવતી ?" એ સવાલના અનુસંધાનમાં વાતચીત કરતાં હઝરતે (રહ.) ફરમાવ્યું –

અલ્લાહની આજ્ઞાઓ અને મનાઈઓની (અર્થાત્ અહકામ અને નિષેધોની) હિફાઝત જ્યારે તમે પોતાના અંગત અને વ્યક્તિગત જીવનમાં નથી કરતા (જેમાં તમે બિલકુલ સ્વતંત્ર છો અને કોઈ લાચારી નથી) તો દુનિયાનો નિઝામ અને વ્યવસ્થાતંત્ર કેવી રીતે તમને સોંપી દેવામાં આવે ?

ઈમાનવાળાઓને ધરતી ઉપર હુકૂમત આપવા પાછળ તો અલ્લાહનો હેતુ આ જ હોય છે કે તેઓ ખુદાની જમીન ઉપર ખુદાના અહકામની સ્થાપના કરે. તો તમે જ્યારે પોતાની જાત ઉપર જ આજે ખુદાના અહકામને લાગુ નથી કરી શકતા તો દુનિયાની હુકૂમત તમને સોંપીને આવતીકાલ માટે તમારાથી એની ઉમ્મીદ કેવી રીતે રાખી શકાય છે ?

## ૧૧

ફરમાવ્યું – જે લોકોને સરકારના વફાદાર અને સમર્થક

સમજવામાં આવે છે તેઓ હકીકતમાં માત્ર પોતાના સ્વાર્થના વફાદાર છે. અલબત્ત, આજે તેઓનો સ્વાર્થ અને અંગત મકસદ વર્તમાન સરકાર દ્વારા સંતોષાઈ રહ્યો હોય છે એટલા માટે તેઓ સરકારના સમર્થક અને વફાદાર બનેલાં છે; પરંતુ જો તેઓની ગરજ (સ્વાર્થ) તે સરકારના દુશ્મનોથી પૂરી થવા માંડે તો તેઓ એમના પણ એટલાં જ વફાદાર અને સમર્થક બની જશે. આવાં મતલબપરસ્ત અને સ્વાર્થી લોકો હકીકતમાં તો પોતાના બાપને પણ વફાદાર નથી હોતા ! – તો આવા લોકોની સુધારણાનો તરીકો આ નથી કે તેઓને ભાંડવામાં આવે અથવા સરકારનો વિરોધ કરવા પર ઉભારવામાં આવે. સારી રીતે સમજવું જોઈએ કે તેમની મૂળ બિમારી "સ્વાર્થપરસ્તી" છે અને જ્યાં સુધી આ બિમારી તેમનામાં બાકી રહેશે ત્યાં સુધી એમનું વર્તન નહીં બદલાય, જો સરકારની હિમાયત એમણે છોડી પણ દીધી તો પોતાના ફાયદાઓ માટે તેઓ કોઈ બીજા શક્તિશાળી જૂથના એવા જ હિમાયતી બની જશે. – એટલા માટે કરવાનું કામ આ છે કે એમનામાં ગરજપરસ્તીને બદલે ખુદાપરસ્તી પેદા કરવામાં આવે, અને અલ્લાહના દીનના એમને સાચા વફાદાર બનાવવાની કોશિષ કરવામાં આવે. આ સિવાય તેમની બિમારીનો બીજો કોઈ ઈલાજ નથી.

## ૧૨

ફરમાવ્યું – આ એક સર્વસાધારણ નિયમ છે કે દરેક

માણસને તે જ વસ્તુની પ્રાપ્તિથી ચેન મળે છે, જે વસ્તુની એને ચાહત અને રગબત હોય. જેમ કે, એક શખ્સને સુખ–સાહ્યબીવાળું વૈભવી જીવન, ભપકાદાર કપડાં અને ભાતભાતના પકવાન પ્રત્યે જ રુચિ હોય તો એને આ વસ્તુઓ વગર ચેન અને આરામ નથી મળી શકતાં; પરંતુ જેને દરેક પ્રકારે સાદગી પસંદ હોય તેને દેખીતી રીતે જ સાદાઈભર્યા જીવનમાં વધારે શાંતિ અને સુખનો અનુભવ થશે. તો જે લોકોને અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઈત્તિબાઅ (અનુકરણ)માં સાદાઈભર્યું સમાજ જીવન પસંદ હોય અને તેમને એમાં જ આનંદ અને ચેન મળવા લાગે તેઓના ઉપર અલ્લાહ તઆલાનું મોટું ઈન્આમ છે કે અલ્લાહ તઆલાએ એમના માટે એવી વસ્તુઓમાં ચેન મૂકી દીધું જે બેહદ સસ્તી છે અને જે ગરીબમાં ગરીબ માણસ માટે પણ આસાનીથી ઉપલબ્ધ થઈ શકે છે. જો આપણી રગબત એવી મોંઘીદાટ સાધનસામગ્રીમાં મૂકી દેવામાં આવત, જે માત્ર દવલતમંદોને જ હાસિલ થઈ શકે છે, તો શાયદ આપણે જિંદગીભર બેચેન જ રહેતા.

## ૧૩

ફરમાવ્યું – આપણને હુકમ છે કે જે માલ તમને આ દુનિયામાં આપવામાં આવે તેને રોકી ન રાખો, એટલે કે કંજૂસાઈ ન કરો. બલકે, ખર્ચ કરતા રહો, પરંતુ એ શરતની

પાબંદી સાથે કે આ ખર્ચ અયોગ્ય સ્થાને પણ ન હોય અને અયોગ્ય રીતે પણ ન હોય. અર્થાત્ આ ખર્ચ સાચી જગાએ હોય અને અલ્લાહ તઆલાએ બતાવેલી પદ્ધતિ મુજબ અને તેણે નક્કી કરેલી મર્યાદાઓ પ્રમાણે હોય.




એક વેળા એવું બન્યું કે કોઈક કારણસર (કદાચ વરસાદના કારણે) હઝરત મૌલાના (રહ.)ને ત્યાં ગોશ્ત આવી ન શક્યો અને તે દિવસે મહેમાનોમાં મારા એક મુહતરમ બુઝુર્ગ હતા, જે હઝરત (રહ.)ના ખાસ સંબંધી હતા. ગોશ્ત પ્રત્યેની એમની રુચિ (રગબત)થી હઝરત (રહ.) વાકિફ હતા. આ આજિઝ (સંપાદક) પણ હાજર હતો. મેં જોયું કે દસ્તરખ્વાન ઉપર ગોશ્ત ન હોવા બાબતે હઝરત મૌલાના (રહ.) ભારે બેચેન હતા. –મને એનાથી આશ્ચર્ય થયું કે આ ક્યાંથી બેચેનીની વાત છે ?

થોડીવાર પછી આ જ બાબતે પસ્તાવો અને અફસોસ વ્યક્ત કરતાં ફરમાવ્યું –

હદીષ શરીફમાં છે –

**"જે માણસ અલ્લાહ તઆલા અને આખિરતના દિવસ ઉપર ઈમાન ધરાવતો હોય તેના માટે**

**જરૂરી છે કે પોતાના મહેમાનની ઈઝઝત કરે."**

–અને મહેમાનની ઈઝઝતમાં આ વાત પણ દાખલ છે કે તેની પસંદગી અને રુચિની વસ્તુ જો મળી શકતી હોય તો પેશ કરવામાં આવે. –ત્યાર બાદ ઊંડા દર્દ સાથે ફરમાવ્યું –

**"જ્યારે અલ્લાહ અને અલ્લાહના માનવંત રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નિસ્બત અને કામથી મહેમાન આવે તો એમનો હક તો એકદમ વધી જાય છે."**



ફરમાવ્યું – જન્નત હુકૂકનો (એટલે કે પોતાની જવાબદારીઓ અને ફરજો અદા કરવાનો) બદલો છે. મતલબ એ કે પોતાના હક્કો, પોતાનું ચેન અને પોતાના રાહત–આરામને અલ્લાહના માટે કુરબાન કરવામાં આવે અને પોતે તકલીફ સહન કરીને બીજાના હક્કોને અદા કરવામાં આવે (જેમાં અલ્લાહના હુકૂક પણ શામિલ છે) તો એનો જ બદલો જન્નત છે. હદીષે પાકમાં છે –

**"તમે ઝમીનવાળાઓ ઉપર રહમ દાખવો, તમારી ઉપર આસ્માનનો રબ રહમ ફરમાવશે."**

હદીષે પાકમાં બે અવરતોના બે અલગ અલગ ઉદાહરણો

બયાન કરવામાં આવ્યાં છે, જે ખૂબ મશહૂર અને સર્વવિદિત છે. એક આ કે કોઈ બદકાર સ્ત્રીએ તરસ્યા કૂતરાં ઉપર દયા ખાઈને કૂવામાંથી પાણી કાઢીને તેને પિવડાવ્યું તો અલ્લાહને તેણીનો આ અમલ પસંદ આવી ગયો અને બદલારૂપે તે બદકાર સ્ત્રી માટે જન્નતનો ફેંસલો ફરમાવી દીધો અને એક બીજી સ્ત્રીએ, જેણી બદકાર ન હતી, એક બિલાડીને ભૂખે તડપાવીને મારી નાંખી તો તેણીને જહન્નમમાં નાંખી દેવામાં આવી.




ફરમાવ્યું – અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મક્કા મુઅઝ્ઝમામાં (હિજરત પહેલાં) જે ઢબે કામ કરતા હતા, એટલે કે જાતે હરી ફરીને લોકોને ઈસ્લામની દઅવત આપવી અને આ મકસદ માટે પોતે એમની પાસે જવું, મદીના તય્યિબહ પહોંચીને બઝાહિર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું કામ આ ન રહ્યું, બલકે મદીનામાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાનું નિશ્ચિત કેન્દ્ર (મરકઝ) સ્થાપિત કર્યું (કે જ્યાંથી કામનું સંચાલન થઈ શકે) પરંતુ આ કાર્યપધ્ધતિને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ત્યારે જ અપનાવી, જ્યારે કે મક્કી દઅવતને સંભાળવાવાળાઓ અને તે કામને ખૂબીપૂર્વક નિભાવનારાઓની એક ખાસ જમાઅત તૈયાર થઈ ગઈ. પછી તો સંજોગો અને

હિકમતનો જ તકાઝો આ હતો કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક મરકઝમાં સ્થિત થઈને આ કામને વ્યવસ્થિત રીતે ચલાવે અને પોતાના વફાદાર સાથીઓથી કામ લે. એવી જ રીતે હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હૂએ મદીના તય્યિબહના મરકઝમાં સ્થિત રહેવાનું ત્યારે જ યોગ્ય માન્યું, જ્યારે કે ઈરાન અને રોમના પ્રદેશોમાં અલ્લાહના કલિમાને બુલંદ કરવા માટે જિહાદ કરવાવાળા અલ્લાહના હજારો બંદા પેદા થઈ ચૂક્યા હતા અને જરૂરત હતી કે હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હૂ મરકઝમાં જ રહીને ઈસ્લામની દઅવત અને જિહાદ ફી સબીલિલ્લાહના નિઝામને મજબૂતીથી ચલાવે.




ફરમાવ્યું – હદીસે પાકમાં છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત સિદ્દીકે અકબર રદિયલ્લાહુ અન્હૂને નમાઝની છેવટમાં આ દુઆ પઢવાની તઅલીમ આપી :–

**''અલ્લાહુમ્મ ઇન્ની ઝલમ્તુ નફ્સી ઝુલ્મન્ કષીરંવ્વલા યગ્ફિરુઝ્ ઝુનૂબ ઇલ્લા અન્ત ફગ્ફિર્લી મગ્ફિરતમ્મિન ઇન્દિક વર્હમ્ની ઇન્નક અન્તલ્ ગફૂરુર્રહીમ''** (અર્થાત્ હે અલ્લાહ ! બેશક મેં મારી જાત ઉપર ઝુલ્મ કર્યો અને તારા સિવાય કોઈ ગુનાહોને

માફ કરવાવાળો નથી. તો તું મહઝ તારી કૃપા અને મહેરબાનીથી મને ક્ષમા અર્પણ કર અને મારી ઉપર દયા દાખવ, નિઃશંક તું જ બખ્શવાવાળો અને દયાળુ છે."

– જરા વિચારો કે હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હૂને આ દુઆની તઅલીમ આપી છે, જે આખી ઉમ્મતમાં અફઝલ અને પરિપૂર્ણ છે અને ખાસ કરીને એમની નમાઝ ખુદ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નઝદીક એટલી કામિલ રહેતી હતી કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતે એમને નમાઝમાં ઈમામ બનાવ્યા. આમ છતાં એમને પણ આ તઅલીમ આપી કે નમાઝની છેવટમાં અલ્લાહ તઆલાની હુઝૂર પોતાની ઊણપ અને ઈબાદતનો હક અદા ન થઈ શક્યાનો સ્વીકાર આ શબ્દોમાં કરતા રહો અને એ રીતે તેના દયાભાવ અને ફઝલથી મગફિરત અને રહમતની યાચના કરતા રહો ! – તો પછી આપણી શી વિસાત ?




ફરમાવ્યું– ઈન્સાનનું રોકાણ ઝમીનની ઉપર ઘણું જ ઓછું છે (એટલે કે વધારેમાં વધારે દુનિયામાં જીવે ત્યાં સુધી) અને જમીનની નીચે એનો કિયામ આનાથી અનેકગણો વધારે છે અથવા એમ સમજો કે દુનિયામાં તો આપણું રોકાણ છે

એકદમ અલ્પ સમય માટે અને એના પછી જે જે મંઝિલ ઉપર રોકાવવાનું છે, જેમ કે મરવા પછી કિયામતનો પહેલો સૂર ફૂંકાય ત્યાં સુધી કબરમાં ત્યાર બાદ બીજો સૂર ફૂંકાય ત્યાં સુધી એ હાલતમાં; જેની સાચી કેફિયત માત્ર અલ્લાહ તઆલા જ જાણે છે (અને આ સમયગાળો પણ હજારો વર્ષનો હશે), એ પછી મહશરમાં હજારો વર્ષ સુધી અને ત્યાર બાદ આખિરતમાં જન્નત કે દોઝખ પૈકી જે ઠેકાણાનો ફેંસલો થાય ત્યાં અનંતકાળ માટે – મતલબ કે દુનિયાથી ગુજરવા પછી આવનારી પ્રત્યેક મંઝિલનું રોકાણ દુનિયાના રોકાણ કરતાં સેંકડોગણું વધારે થાય છે – પછી ઇન્સાનની આ કેટલી ગંભીર ગફલત છે કે દુનિયાના એકદમ ટૂંકા રોકાણ માટે તે જેટલો પરિશ્રમ કરે છે, આવનારી લાંબી લાંબી મંઝિલો માટે એટલો પણ શ્રમ નથી કરતો !




ફરમાવ્યું – અલ્લાહ તઆલાના ઝિક્રનું હકીકી સ્વરૂપ આ છે કે માણસ જ્યાં જે હાલતમાં હોય અને જે કામધંધો કરતો હોય એ સંબંધી અલ્લાહના હુકમોનું ચુસ્તીથી પાલન કરતો રહે. હું મારા દોસ્તોને આ જ "ઝિક્ર"ની વધારે ભારપૂર્વક તાકીદ કરું છું.

# ૨૦

ફરમાવ્યું – ઈન્સાનને બીજાઓ પર જે વિશેષતા પ્રાપ્ત છે એમાં ઝબાન (વાણી)નો ખાસ ફાળો હોય છે. જો ઝબાનથી માણસ સારી વાતો ઉચ્ચારે અને ભલાઈના કામમાં જ તેનો ઉપયોગ કરે તો આ વિશેષતા તેને સારાપણામાં મળશે અને જો ઝબાનનો દુરુપયોગ કરે, જૂઠ બોલે અને લોકોને ખોટાં શબ્દો વડે તકલીફ પહોંચાડે તો પછી આ વિશેષતા તેને બુરાઈમાં મળશે. ત્યાં સુધી કે આ ઝબાન ક્યારેક ક્યારેક માણસને કૂતરા અને ડુક્કરથી પણ બદતર બનાવી દે છે. હદીષ શરીફમાં છે :

**''લોકોને ઊંધા મોંઢે દોઝખમાં એમનો વાણીવિલાસ (બકવાસ) જ પહોંચાડશે.''**

—અલ્લાહ તઆલા આપણી હિફાઝત ફરમાવે.



# ભાગ-૨

## ૨૧

એક દિવસે ફજરની નમાઝ પછી દીનની ખિદમત અને નુસરતની તરગીબ આપતાં આ રીતે વાતનો આરંભ કર્યો :–

જુઓ, બધાં જ જાણે અને માને છે કે અલ્લાહ હાઝિર નાઝિર છે અને પ્રત્યેક ઘડીએ આપણને જોઈ રહ્યો છે તો એના હાઝિરનાઝિર હોવા છતાં બંદાઓનું એના પ્રતિ એકાગ્ર ન થવું અને તેના સિવાય અન્યત્ર લાગેલા રહેવું એટલે કે એનાથી વિમુખતા અને બીજામાં મશગૂલિયત–વિચારો કે આ કેટલી મોટી મહરૂમી અને બેનસીબી છે અને અંદાઝ લગાવો કે અલ્લાહ તઆલાને આપણું આ વલણ કેટલું ક્રોધિત કરનારું હશે ? – અને અલ્લાહના દીનના કામથી વિમુખ રહેવું અને એના અહકામની પરવા ન કરીને દુનિયામાં રચ્યાપચ્યા રહેવું એટલે જ એનાથી વિમુખતા અને બીજામાં મશગૂલિયત. એ જ રીતે અલ્લાહ તરફ એકાગ્ર થઈ જવાનો મતલબ આ છે કે એના હુકમોનું પાલન કરવામાં આવે અને એના દીનની નુસરતમાં વ્યસ્ત રહેવામાં આવે, પરંતુ એ બાબતની કાળજી રાખવી જરૂરી છે કે જે કામ જેટલું વધારે અગત્યનું હોય એની તરફ એટલું વધારે ધ્યાન આપવામાં આવે. અને આ અંગેની

જાણકારી મળશે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક જિંદગીમાંથી. અને આ સર્વવિદિત હકીકત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જે કામ માટે સૌથી વધારે મહેનત કરી અને સૌથી વધારે તકલીફો સહન કરી તે કામ હતું હકની દઅવત. એટલે કે અલ્લાહના બંદાઓને માત્ર અલ્લાહની બંદગી માટે તૈયાર કરવા અને "સિરાતે મુસ્તકીમ" ઉપર લગાડવા. તો આ જ કામ સૌથી વધારે અગત્યનું રહેશે અને આ કામમાં વ્યસ્ત રહેવું અલ્લાહ તરફની સર્વશ્રેષ્ઠ એકાગ્રતા ગણાશે.




એક સંગાથમાં ફરમાવ્યું – લોકોએ અલ્લાહની ગુલામી અને બંદગીને ઈન્સાનોની ગુલામી અને નોકરીથીયે ઓછો દરજો (ઓછું મહત્ત્વ) આપેલો છે. નોકરોની દૃષ્ટિએ શેઠના કામમાં વ્યસ્ત રહેવું એ જ એમનું કર્તવ્ય છે અને આ કર્તવ્ય પૂરું કરવામાં એમનું ખાવા–પીવાનું પણ વારંવાર આગળ પાછળ થાય છે; પરંતુ અલ્લાહપાક સાથે હવે બંદાઓનું વલણ આ રહી ગયું છે કે મુસ્તકિલ રીતે તો તેઓ પોતાના કામકાજ અને રાહતઆરામમાં વ્યસ્ત રહે છે અને ક્યારેક ક્યારેક પોતાના અંગત કામકાજમાંથી થોડોક સમય કાઢીને અલ્લાહનું કોઈ કામ પણ કરી લે છે. જેમ કે, નમાઝ પઢી લે છે યા કોઈ નેકીના કામમાં પોતાનો માલ લગાવી દે છે અને સમજે છે કે અમે અલ્લાહના દીન પ્રત્યેની પોતાની ફરજો અદા કરી દીધી,

હાલાં કે બંદગીનો ખરો હક આ છે કે મુખ્ય અને મૂળ કામ તો હોય અલ્લાહના દીનનું અને પોતાનું ખાવું–પીવું તથા રોજી માટે કોશિશ કરવી અને કામ સાઈડનું અને ગૌણ ઢબે થવું જોઈએ. (આનો એવો અર્થ હરગિઝ નથી કે પોતાના વેપાર અને ધંધાઓને છોડી દેવામાં આવે; બલકે તાત્પર્ય આ છે કે બંદાની પ્રત્યેક હિલચાલ બંદગીની ભાવના સાથે હોય, દીનની ખિદમતની નિય્યત દરેક કામમાં નજર હેઠળ હોય અને પોતાના ખાવા પીવાની હેસિયત એવી જ હોય જેવી કે એક નોકરની પોતાના શેઠના કામકાજમાં હોય છે.)




એક દિવસે કોઈ સમયની નમાઝ એક સાહેબે પઢાવી અને નમાઝ પછી આ દુઆ પણ કરી (જે હઝરત મવલાના રહ. પણ ખૂબ કરતા રહેતા હતા) :–

**"અલ્લાહુમ્મન્સુર મન્ નસર દીન મુહમ્મદિન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વખ્ઝુલ્ મન્ ખઝલ દીન મુહમ્મદિન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ."** (હે અલ્લાહ ! મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના દીનની મદદ કરનારાઓની તું મદદ કર અને જે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દીનની મદદ ન કરે તેની તું પણ કોઈ મદદ ન કર).

–હઝરત મવલાના (રહ.)એ આ દુઆ પર બુલંદ

અવાજથી એક ખાસ દર્દ સાથે ત્રણ વાર ફરમાવ્યું – 'અલ્લાહુમ્મ લા તજ્અલ્ના મિન્હુમ, અલ્લાહુમ્મ લા તજ્અલ્ના મિન્હુમ, અલ્લાહુમ્મ લા તજ્અલ્ના મિન્હુમ..... ત્યાર બાદ હાજરજનોને સંબોધીને ફરમાવ્યું :–

"ભાઈઓ ! આ દુઆ ઉપર મનન કરો અને તેની મહત્તાને સમજો. આ તે દુઆ અને બદદુઆ છે, જેને લગભગ દરેક ઝમાનામાં અલ્લાહ તઆલાના ખાસ બંદાઓ કરતા આવ્યા છે. આ ઘણી જ વિચારપ્રેરક દુઆ છે. એમાં દીનની મદદ કરવાવાળાઓ અને અલ્લાહના માર્ગમાં સંઘર્ષ કરવાવાળાઓ માટે તો રહમત અને નુસરતની દુઆ છે પરંતુ દીનની મદદ ન કરવાવાળાઓ માટે ઘણી જ ગંભીર બદદુઆ છે કે ખુદા તેઓને પોતાની રહમત અને મદદથી મહરૂમ કરી દે.– હવે દરેક માણસ આ દુઆના શબ્દોને પોતાની જાત ઉપર સરખાવીને વિચારે કે તે આ પૈકી સારી દુઆનો હકદાર બને છે કે બદદુઆનો. ધ્યાનમાં રહે કે પોતાનાં નમાઝ, રોઝા વગેરે જો કે ઉચ્ચતમ દરજાની ઈબાદતો છે; પરંતુ આ દીનની મદદનાં કામ નથી. દીનની નુસરત તો તે જ છે જેને કુર્આને પાક અને અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે "નુસરત" ગણેલ છે અને તેની સર્વસ્વીકૃત પદ્ધતિ પણ તે જ છે, જે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પ્રચલિત ફરમાવી. વર્તમાન યુગમાં તે પદ્ધતિને પુનર્જીવિત કરવાની કોશિશ કરવી એ જ દીનની સૌથી મોટી નુસરત છે, અલ્લાહપાક આપણા સૌને તેની તવફીક અતા ફરમાવે. (આમીન)

# ભાગ-૩

આ ભાગના તમામ મલ્ફૂઝાત દઅવતના કામ અને તે દીની તહરીક સાથે સંબંધિત છે, જેમાં હઝરત મવલાના (રહ.)ની જાત સમર્પિત હતી. આ તહરીકના કાર્યકર્તાઓએ ઘણા જ ધ્યાનપૂર્વક આ મલ્ફૂઝાતનો અભ્યાસ કરવો જોઈએ.



એક સુહબતમાં ફરમાવ્યું – અમારી આ ચળવળનો મૂળભૂત મકસદ છે મુસલમાનોને ''જમીઅ મા જાઅ બિહિન્નબિય્યુ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ''નું શિક્ષણ આપવું (અર્થાત્ ઈસ્લામની સમગ્ર ઈલ્મી અને અમલી વ્યવસ્થા સાથે ઉમ્મતનો સંબંધ જોડવો) – આ તો છે અમારો અસલ મકસદ. અને કાફલાઓ (જમાઅતો)ની હેરાફેરી, તબ્લીગી ગશ્ત વગેરે તો આ મકસદની પ્રાપ્તિનો પ્રાથમિક ઝરિયો છે. અને કલિમહ–નમાઝની તઅલીમ અમારા આખા નિસાબની ''અલિફ, બા, તા...'' સમાન છે. આ પણ સ્પષ્ટ છે કે અમારી જમાઅતો બધું જ કામ નથી કરી શકતી, તેમનાથી તો કેવળ એટલું થઈ શકે છે કે જે તે સ્થળે કે ગામમાં પહોંચીને પોતાના પ્રયત્નોથી એક હરકત અને સળવળાટ પેદા કરી દે અને એક તરફ ગાફિલ મુસલમાનોને ઢંઢોળીને ત્યાંના સ્થાનિક

દીનદાર હઝરાતથી એમને જોડી દે તો બીજી તરફ આ દીનની ફિકર રાખનારા હઝરાતને ભલાભોળા મુસલમાનોની ઈસ્લાહમાં લગાવવાની ખૂબ કોશિશ કરે. દરેક ઠેકાણે ખરું કામ તો સ્થાનિક કાર્યકર્તાઓ જ કરી શકશે, અને લોકોને પણ પોતાના ગામના દીનદાર હઝરાત સાથે જોડાવવાથી વધારે ફાયદો થશે. જો કે, તેનો તરીકો અમારા તે સાથીઓથી શીખવામાં આવે, જે એક મુદ્દતથી આ કામમાં વ્યસ્ત છે અને કામના આ તરીકા ઉપર મહદ્ અંશે કાબૂ મેળવી ચૂક્યા છે.




એક સંગાથમાં ફરમાવ્યું – આપણા સાથીઓ આ વાત બરાબર યાદ રાખે કે જો એમની દઅવત અને રજૂઆતને સાનુકૂળ પ્રતિસાદ ન મળે અને ઊલટાનું એમને ખરુંખોટું કહેવામાં આવે, ખોટા આક્ષેપો મૂકવામાં આવે તો તેઓ નિરાશ અને ખિન્ન ન થાય અને એવા મૌકા પર આ બાબતને યાદ કરી લે કે આ તો હઝરાતે અંબિયાએ કિરામ અલયહિમુસ્સલામ અને ખાસ તો સય્યિદુલ અંબિયા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આગવી સુન્નત અને વારસો છે, અલ્લાહના માર્ગમાં અપમાનને સહન કરવાનું દરેકના ભાગ્યમાં ક્યાં છે ?

એ જ રીતે જ્યાં એમને હૃદયપૂર્વક આવકારવામાં આવે,

માનસન્માનથી નવાઝવામાં આવે, એમની દઅવતની કદર થાય અને તલબના સાથે એમની વાતો સાંભળવામાં આવે તો આને માત્ર અલ્લાહપાકનું ઈન્આમ સમજે અને હરગિઝ તેની નાકદરી ન કરે. દીનના એ તાલિબોની ખિદમત અને તલબને અલ્લાહના આ ઉપકારનો વિશેષ શુક્રિયહ સમજે, ભલે તેઓ એકદમ સામાન્ય કક્ષાના લોકોમાંથી હોય. કુર્આનેપાકની "સૂરએ અબસ" (૩૦મો પારો)માં આપણને આ જ બોધ આપવામાં આવ્યો છે. હા, આ સમયે પોતાના નફ્સના પ્રપંચ (ધોકા)થી પણ ચેતતા રહે. નફ્સ આ લોકલાગણી અને મકબૂલિયતને પોતાનો કમાલ ન સમજવા લાગે. વળી, એમાં "વ્યક્તિપૂજા"ના ફિત્નાનો પણ મોટો ભય રહેલો છે, માટે એનાથી વિશેષરૂપે સાવચેત રહે.




એક સુહબતમાં ફરમાવ્યું – બધાં જ કામ કરનાર સાથીઓને સમજાવી દો કે આ રસ્તામાં આપત્તિઓ અને તકલીફો તો ખુદાથી હરગિઝ ન માંગે (બંદાએ અલ્લાહપાકથી હંમેશા આફિયત જ માંગવી જોઈએ), પરંતુ જો અલ્લાહપાક આ રસ્તામાં કસોટીરૂપ સંજોગો મોકલી દે તો પછી એને ખુદાની રહમત, ગુનાહોના કફફારાનો ઝરિયો અને દરજાઓ બુલંદ થવાનું નિમિત્ત સમજવામાં આવે. અલ્લાહના માર્ગમાં

આ પ્રકારના કપરાં સંજોગોનું આવવું એ તો હઝરાતે અંબિયાએ કિરામ અલયહિમુસ્સલામ અને અલ્લાહપાકના નિકટતમ બંદાઓનો ઈમાનવર્ધક ખોરાક છે.




એક સંગાથમાં ફરમાવ્યું – તબ્લીગ અને દઅવતના સમયે તો ભારે ચોકસાઈપૂર્વક પોતાના હૃદયનું રુખ અલ્લાહપાકની જ તરફ રાખવું જોઈએ, ન કે સાંભળનારાઓ તરફ. મતલબ કે એ સમયે આપણું ધ્યાન આ હોવું જોઈએ કે આપણે પોતાના અંગત કામ માટે અને પોતાની મરજીથી નહીં, બલકે અલ્લાહ તઆલાના હુકમથી અને તેના કામ માટે નીકળ્યા છીએ. સાંભળનારને તવફીક આપવી પણ અલ્લાહ તઆલાના જ કબજામાં છે. જ્યારે દિલમાં આ ભાવના હશે તો ઈન્શાઅલ્લાહ સાંભળનારાઓના ખોટા વર્તાવથી ન તો ગુસ્સો આવશે અને ન હિંમત તૂટશે.




ફરમાવ્યું – કેટલી ખોટી માન્યતા ફેલાઈ ગઈ છે કે લોકો આપણી વાત માની લે તો એને આપણે આપણી કામિયાબી સમજીએ છીએ અને વાત ન માને તો એને નાકામી સમજવામાં આવે છે ! હાલાં કે અલ્લાહના માર્ગમાં આવો વિચાર કરવો

બિલકુલ ગલત છે. બીજાનું માનવું કે ન માનવું એ તો એનું કામ છે, તો બીજાના કોઈ કામને કારણે આપણને કામિયાબ કે નાકામ શા માટે ઠેરવવામાં આવે ? આપણી કામિયાબી તો આ જ છે કે આપણે પોતાની ફરજ અદા કરી દઈએ. હવે જો બીજાઓએ આપણી વાત ન માની તો આ તેમની નાકામી છે, આપણે એમના ન માનવાથી નાકામ કેવી રીતે બની ગયા ? લોકો ભૂલી ગયા, તેઓ વાત મનાવી દેવાને પોતાનું કામ અને પોતાની જવાબદારી સમજે છે, જે હકીકતમાં અલ્લાહનું કામ છે. આપણું કામ અને ફરજ તો ઉત્તમ ઢબે કોશિશ કરવાનું છે, મનાવી દેવાનું કામ તો પયગમ્બરોને પણ સોંપવામાં નથી આવ્યું.

હા, લોકો ન માને તો તેનાથી આપણે એવો બોધ ગ્રહણ કરવો જોઈએ કે કદાચ આપણી કોશિશમાં ઊણપ રહી ગઈ અને આપણાથી કામનો હક અદા ન થઈ શક્યો, જેથી અલ્લાહપાકે આપણને આવું પરિણામ બતાવ્યું અને ત્યાર બાદ પોતાની મહેનતનું પ્રમાણ અને અલ્લાહની હુઝૂર દુઆઓની મિકદાર વધારવાનો નિર્ધાર કરી લેવો જોઈએ.




ફરમાવ્યું – અમારા સામાન્ય કાર્યકર્તાઓ જયાં પણ જાય ત્યાંના ઉલમાએ હક અને નેક લોકોની ખિદમતમાં હાજરી

આપવાની કોશિશ કરે, પરંતુ આ હાજરી માત્ર તેમનાથી ફાયદો ઉઠાવવાની નિય્યતથી હોય. આ હઝરાતને બેધડક આ કામની દઅવત ન આપે. તે હઝરાત જે દીની પ્રવૃત્તિઓમાં વ્યંસ્ત છે તેના ફાયદાઓથી તેઓ સુપરિચિત છે અને તમે પોતાની વાત તેઓને યોગ્ય રીતે સમજાવી નહીં શકો. અર્થાત્ તમે એમને પોતાની રજૂઆતથી આ વાતનું યકીન નહીં અપાવી શકો કે આ કામ (દઅવત–તબ્લીગ) એમની બીજી પ્રવૃત્તિઓ કરતાં વધારે દીન માટે લાભકારક છે. પરિણામ આ આવશે કે તે હઝરાત તમારી વાતનો સ્વીકાર નહીં કરે અને જયારે એકવાર એમના તરફથી "ના" થઈ જશે તો તેનું "હા"માં બદલાવવું અત્યંત મુશ્કેલ થઈ જશે. પછી તેનું એક ખરાબ પરિણામ આ પણ હોઈ શકે છે કે એમના અકીદતમંદ એવા સામાન્ય લોકો પણ તમારી વાત ન સાંભળે, અને આ પણ શક્ય છે કે તમે વિચલિત થઈ ઊઠો. માટે ઉલમાએ હક અને નેક લોકોની ખિદમતમાં માત્ર ફાયદો ઉઠાવવા માટે જ જવામાં આવે, પરંતુ એમના માહોલમાં ભારે ખંત અને ગંભીરતાથી કામ કરવામાં આવે અને ઉસૂલોની વધારેમાં વધારે ચીવટથી પાબંદી કરવામાં આવે. આ રીતે તમારા કામ અને તેનાં સુંદર પરિણામોની માહિતી આપમેળે જ એમને પહોંચવાની આશા છે. અને પછી તેઓનું ધ્યાન કુદરતી રીતે જ તમારા કામ તરફ દોરાશે. જો તેઓ આપમેળે જ તમારી તરફ અને તમારા કામની તરફ પોતાનું ધ્યાન કેન્દ્રિત કરે તો

એમનાથી સરપરસ્તી અને દેખભાળની ભલામણ કરો અને એમના માનમોભાની મર્યાદા જાળવતાં પોતાની વાત નમ્રતાથી રજૂ કરો.




ફરમાવ્યું – જો કોઈ સ્થળે એવું જણાય કે ત્યાંના ઉલમાએ કિરામ અને પરહેઝગાર હઝરાત આ કામની તરફ ઉદારતાથી પોતાનું ધ્યાન કેન્દ્રિત નથી કરતા તો તેઓના વિશે દિલમાં કોઈ બદગુમાનીને સ્થાન ન આપવું જોઈએ. બલકે, એમ સમજવું જોઈએ કે તે હઝરાત પર દઅવતી કામની આ પદ્ધતિની હકીકત હજુ સ્પષ્ટ થઈ નથી. વળી, એ પણ સમજવું જોઈએ કે આ હઝરાત કેમ કે, દીનના ખાસ ખાદિમ છે એટલે શયતાન એમનો આપણાથી વધારે કટ્ટર દુશ્મન છે (ચોર સંપત્તિ ઉપર તો ત્રાટકતો હોય છે). એ ઉપરાંત આ પણ સમજવાની વાત છે કે દુનિયા જેવી તુચ્છ અને ઝલીલ વસ્તુમાં ફસાયેલા લોકો પોતાના દીની મશગલાઓમાં આ કામને અગ્રતા આપી નથી શકતા અને પોતાની અન્ય પ્રવૃત્તિઓને છોડીને આ કામમાં લાગી નથી શકતા તો આ દીનના ખાદિમો પોતાના મહત્ત્વપૂર્ણ દીની મશગલાઓને આ કામ માટે કેવી રીતે આસાનીથી છોડી શકે છે ? વિદ્વાનોએ કહ્યું છે :– **''પ્રકાશની ઉગ્રતા અંધકારની ઉગ્રતા કરતાં**

**અનેકગણી વધુ તીવ્ર હોય છે."**

## ૩૧

એક સંગાથમાં ફરમાવ્યું – તબ્લીગના ઉસૂલો પૈકી એક આ પણ છે કે ઉમૂમી બયાનમાં પૂરી સખ્તી હોય અને ખુસૂસી સંબોધનમાં નરમી. બલકે, બને ત્યાં સુધી ખુસૂસી માણસોની ઈસ્લાહ માટે પણ ઉમૂમી ખિતાબ જ કરવામાં આવે. આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખુસૂસી વ્યક્તિઓની પણ કોઈ ભૂલ જાણમાં આવતી તો મોટે ભાગે "લોકોને શું થઈ ગયું છે ?" કહીને જ પોતાનો આક્રોશ વ્યક્ત કરતા.

## ૩૨

એક સંગાથમાં ફરમાવ્યું – વાતોથી ખુશ થઈ જવું એ આપણી આદત બની ગઈ છે અને સારા કામની માત્ર વાતો કરી લેવાને આપણે અસલ કામનો વિકલ્પ સમજી લઈએ છીએ. આ આદતને છોડો અને અસલ કામે વળગો.

## ૩૩

એક સુહબતમાં ફરમાવ્યું – સમય દોડતી ટ્રેન સમાન છે. કલાકો, મિનિટો અને સેકંડો જાણે કે એના ડબ્બા છે અને

આપણા મશગલાઓનું ઉદાહરણ એમાં પ્રવાસ કરી રહેલા પેસેન્જરો સમાન છે. પરિસ્થિતિ આ છે કે આપણા ભૌતિક અને દુન્યવી એવાં સામાન્ય મશગલાઓએ આપણી જિંદગીની ટ્રેનના આ ડબ્બાઓ ઉપર એવો કબજો કરી લીધો છે કે તેઓ મહત્તાપૂર્ણ એવાં દીની મશગલાઓને ડબ્બામાં પ્રવેશવા નથી દેતાં. આપણું કામ આ છે કે દૃઢતાપૂર્વક સંઘર્ષ કરીને ઝલીલ એવાં દુન્યવી મશગલાઓને સ્થાને મહત્તાપૂર્ણ અને શરીફ એવાં દીની મશગલાઓનું વર્ચસ્વ સ્થાપી દઈએ, જે અલ્લાહ તઆલાને રાજી કરવાવાળાં અને આપણી આખિરતને બનાવવાવાળાં છે.




એક સુહબતમાં ફરમાવ્યું – જેટલું પણ સારામાં સારું કામ કરવાની અલ્લાહપાક તવફીક આપે, હંમેશા તેની પૂર્તિ, ઈસ્તિગ્ફાર પર જ કરવામાં આવે. એટલે કે આપણા દરેક કામનો છેલ્લો ભાગ ઈસ્તિગ્ફાર હોય. અર્થાત્ એવું સમજવું જોઈએ કે મારાથી નિશ્ચિતપણે જ આ કામની અદાયગીમાં ઊણપો રહી ગઈ છે. આમ, આ ઊણપો બદલ અલ્લાહની હુઝૂર નમ્રભાવે ક્ષમાયાચના કરવામાં આવે. અલ્લાહના માનવંત રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નમાઝની સમાપ્તિ પર પણ અલ્લાહથી ઈસ્તિગ્ફાર કરતા હતા. માટે

તબ્લીગનું કામ પણ હંમેશા ઈસ્તિગ્ફાર પર જ પૂરું કરવામાં આવે. બંદો કોઈ પણ રીતે અલ્લાહના કામનો હક અદા કરી શકવા સમર્થ નથી. એ જ રીતે એક કામમાંની મશગૂલીને કારણે સંખ્યાબંધ અન્ય કામો પણ છૂટી જતાં હોય છે. તો આવી બાબતોની ભરપાઈ માટે પણ દરેક સારા કામના અંતે અલ્લાહપાકથી નમ્રતાપૂર્વક ક્ષમા માંગવી જોઈએ.



## ૩૫

એક દિવસે ફજરની નમાઝ પછી જ્યારે કે આ તહરીકમાં અમલી હિસ્સો લેવાવાળાઓ હઝરત નિઝામુદ્દીનની મસ્જિદમાં મોટી સંખ્યામાં એકત્ર હતા અને હઝરત (રહ.)ની તબિયત એટલી કમજોર હતી કે બિસ્તર પર સૂતાં સૂતાં પણ અવાજ સાથે બોલી શકતા ન હતા તો ફિકર સહિત એક ખાસ ખાદિમને બોલાવ્યા અને એમના મારફત તે પૂરી જમાઅતને નસીહતરૂપે કહેવડાવ્યું કે –

આપ લોકોની આ અવરજવર, હેરાફેરી અને મહેનત બેકાર સાબિત થશે; જો એની સાથે ઈલ્મે દીન અને અલ્લાહના ઝિક્રનો પૂરો એહતિમામ ન કરવામાં આવ્યો. (જાણે કે ઈલ્મ અને ઝિક્ર એ બે પાંખો સમાન છે, જેના વગર આ કામના આકાશમાં ઊડવું શક્ય નથી) બલકે, સખ્ત ખતરો છે કે જો આ બે વસ્તુઓ પ્રત્યે બેદરકારી સેવવામાં આવી તો આ આખી જદો-જહદ ક્યાંક ફિત્ના અને ગુમરાહીનો એક નવો દરવાજો ન બની જાય ! મૂળેથી જો

દીનનું ઈલ્મ જ ન હોય તો ઈસ્લામ અને ઈમાન કેવળ રિવાજી, દેખાવરૂપ અને નામ માત્રનાં છે. અને અલ્લાહના ઝિક્ર વિના જો ઈલ્મ હોય તો પણ તે નર્યા અંધકારરૂપ છે. એવી જ રીતે દીનના ઈલ્મ વગર અલ્લાહનો અવિરત ઝિક્ર પણ ખતરારૂપ બાબત છે. સાર એ કે ઈલ્મમાં નૂર અલ્લાહના ઝિક્રથી આવે છે અને ઝિક્રની બરકતો અને પરિણામો ઈલ્મે દીન દ્વારા મળે છે. ઈલ્મ અને ઝિક્રના જોડથી વંચિત એવા જાહેલ સૂફીઓને શયતાન ઘણીવાર પોતાનું રમકડું બનાવી દે છે. માટે ઈલ્મ અને ઝિક્રની સમાંતર મહત્તાને આ કામમાં ક્યારેય ભૂલવામાં ન આવે અને આ બંનેનો ખાસ એહતિમામ રાખવામાં આવે, નહિં તો આ તબ્લીગી તહરીક પણ કેવળ એક સ્વચ્છંદ અને નિરંકુશ પ્રવૃત્તિ બનીને રહી જશે અને અલ્લાહ ન કરે, આપ હઝરાત ઘણા મોટા નુકસાનમાં પડી જશો.

(આ નસીહત દ્વારા હઝરત મવલાના રહ.નો મતલબ આ હતો કે આ રસ્તામાં કામ કરવાવાળાઓ તબ્લીગ અને દઅવતને સ્પર્શતી બાબતો સફર, હિજરત, કુરબાનીને જ અસલ કામ ન સમજે, જેમ કે આજકાલ વ્યાપકપણે આવું સમજવામાં આવે છે, બલકે, દીનના ઈલ્મની આપ–લે અને અલ્લાહના ઝિક્ર સાથે તલ્લીનતા કેળવવાને પોતાનું ખાસ કર્તવ્ય સમજે. કેટલાક લોકો માને છે તેમ માત્ર "સૈનિક" અને "સ્વયં સેવક"જ નહીં, બલકે "તાલિબે ઈલ્મ" અને "અલ્લાહને યાદ કરનાર નમ્ર બંદા" પણ બનવાનું છે. –સંપાદક)

# ભાગ-૪

(નોંધ – આ ભાગના તમામ મલ્ફૂઝાત હઝરત મવલાના ઝફર અહમદ સાહેબ થાનવીએ સંપાદિત કરેલ છે.)




છેલ્લીવાર જયારે હું જૂન માસની મધ્યમાં હઝરત રહ.–ની ખિદમતમાં હાજર થયો તો મને દેખતાં જ ફરમાવ્યું – (હઝરતે ફારસીનો એક શે'ર ઉચ્ચાર્યો, જેનો ભાવાર્થ આ છે કે–)

**"મારો જીવ મારા હોઠો સુધી આવી ગયો છે, તું આવ કે મારા જીવમાં જીવ આવે,**

**એ પછી કે હું જ ન રહું, તું આવીશ તો એનો શો અર્થ ?"**

મારા ઉપર આ દર્દભર્યા શબ્દોની એટલી તીવ્ર અસર થઈ કે મારું હૃદય ભરાઈ ગયું. પછી ફરમાવ્યું કે આપેલ વાયદો પણ યાદ છે ખરો ? (મેં હઝરતથી વાયદો કર્યો હતો કે થોડાક
4 દિવસ તબ્લીગ અર્થે આપીશ.) મેં કહ્યું કે યાદ છે; પરંતુ હાલમાં તો દિલ્હીમાં સખ્ત ગરમી છે. રમઝાનુલ મુબારકમાં

રજાઓ પડશે તો રમઝાનુલ મુબારક પછી સમય કાઢીશ, ઈન્શાઅલ્લાહ. – આ સાંભળી હઝરતે ફરમાવ્યું –

"તમે રમઝાનુલ મુબારકની વાત કરો છો. અહીં તો શઅબાનની પણ ઉમ્મીદ નથી."*

મેં કહ્યું – "ઠીક છે, હવે મેં રોકાવાનો ઈરાદો કરી લીધો. આપ વ્યથિત ન થાઓ. હું આ તકે જ તબ્લીગમાં સમય આપીશ."

– આ સાંભળીને હઝરતનો ચહેરો ખુશીથી ચમકી ઊઠયો. પોતાના બંને હાથ મારા ગળામાં નાંખી દીધા અને કપાળને બોસો આપીને ખાસ્સીવાર સુધી મને છાતી સરસો ચાંપી રાખ્યો અને ઘણી જ દુઆઓ આપી. પછી ફરમાવ્યું – તમે મારી તરફ અભિમુખ થયા છો. અમુક દોસ્તો તો દૂરથી જ મારો મકસદ સમજવા માગે છે....પછી એક મોટા આલિમે દીનનું નામ આપીને ફરમાવ્યું કે તે આજકાલ તબ્લીગમાં બરાબર ભાગ લઈ રહ્યા છે; પરંતુ હજુ સુધી મારા આશયને સમજી શક્યા નથી, કેમ કે મારાથી આજદિન સુધી પ્રત્યક્ષ રીતે વાતચીત કરી નથી, પરોક્ષ રીતે વાતચીત થઈ છે. હવે આ પ્રકારે હું મારા આશયને કેવી રીતે સમજાવી શકું ? એટલા

*એવું જ બન્યું. શઅબાનને હજુ દસ દિવસની વાર હતી ત્યારે ૨૧ રજબ ૧૩૬૩ હિજરીની સવારે પોતાના રફીકે અઅ્લાથી જઈ મળ્યા. (રહિમહુલ્લાહુ તઆલા રહ્મતલ્ અબરારિસ્સાલિહીન)

માટે હું ચાહું છું કે તમે થોડાક દિવસ મારી પાસે જ રહો તો મારા આશયને સમજી શકશો. હું જાણું છું કે તમે તબ્લીગમાં હિસ્સો લો છો, જલસાઓમાં તકરીર કરો છો અને તમારી તકરીરથી લોકોને ફાયદો પણ પહોંચે છે, પરંતુ આ તે તબ્લીગ નથી, જે હું ચાહું છું.



એક સુહબતમાં ફરમાવ્યું – હદીષે પાકમાં છે કે **"દુનિયા મુઅિમન માટે જેલખાનુ છે અને કાફિર માટે જન્નત છે."** – આ હદીષે પાકનો ભાવાર્થ આ છે કે આપણે દુનિયામાં નફસની હિમાયત અને મનેચ્છાઓ મુજબ ચાલવા માટે નથી આવ્યા, કે જેનાથી આ દુનિયા માણસ માટે જન્નત બની જાય છે. બલકે, આપણે નફસ સામે સંઘર્ષ માટે અને અલ્લાહ તઆલાના હુકમોની ઈતાઅત માટે મોકલવામાં આવ્યા છે, કે જેનાથી આ દુનિયા "મુઅમિન" માટે જેલખાના સમાન બની જાય છે. તેથી જો આપણે પણ કાફિરોની માફક નફસની હિમાયત અને મનેચ્છાઓની તાબેદારી કરીને દુનિયાને પોતાના માટે જન્નત બનાવીશું તો આપણે "કાફિરોની જન્નતને લૂંટનારા" કહેવાઈશું. અને આ સૂરતમાં અલ્લાહની મદદ "લૂંટનાર" સાથે નહિ હોય, બલકે 'લૂંટનો ભોગ બનેલ' સાથે હશે....મારી આ વાતમાં ગંભીરતાથી મનન

કરો.

(હઝરત રહ. ના આ વિચારમાં સાચે જ ગંભીરતાથી વિચાર કરવા જેવો છે. જો કે, આ વિચારને માત્ર ઉપલકિયા શાબ્દિક અર્થમાં નહિ, બલકે તાત્ત્વિક દૃષ્ટિએ એના ગૂઢ પરિપ્રેક્ષ્યમાં મૂલવવાની જરૂર છે. –અનુવાદક)




ફરમાવ્યું – લોકો તબ્લીગની બરકતો જોઈને એવું સમજે છે કે કામ થઈ રહ્યું છે. હાલાં કે કામ અલગ ચીજ છે અને બરકતો અલગ ચીજ છે. જુઓ, અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની દુનિયામાં પધરામણી થતાં જ બરકતો જાહેર થવા માંડી હતી; પરંતુ કામ ઘણું બાદમાં શરૂ થયું. અહીં પણ એવું જ સમજો. હું વિશ્વાસપૂર્વક કહું છું કે હજુ સુધી અસલી કામ શરૂ નથી થયું. જે દિવસે સાચા અર્થમાં કામ શરૂ થઈ જશે ત્યારે મુસલમાનો સાતસો (૭૦૦) વર્ષ અગાઉના પ્રતિષ્ઠિત સ્થાન ઉપર ફરી બિરાજશે. અને જો અસલી કામ શરૂ ન થયું, બલકે અત્યારની સ્થિતિ પર જ રહ્યું અને લોકો આ કામને ચીલાચાલુ ચળવળો જેવી જ એક ચળવળ સમજી બેઠા અને આ માર્ગમાં કામ કરનારાઓ ડગમગી ઊઠયા તો જે ફિત્નાઓ સદીઓમાં આવી શકે છે તે મહિનાઓમાં આવી જશે. માટે આ બાબતને સમજવી જરૂરી છે.



## ૩૯

એકવાર જુમ્અહના દિવસે એસેમ્બલી મસ્જિદ, દિલ્હીમાં જુમ્અહની નમાઝ પહેલાં મારું બયાન થયું. હઝરત રહ.નો જ પ્રસ્તાવ હતો કે ત્યાં બયાન થવું જોઈએ. નમાઝ પછી હું એ જ દિવસે હઝરત નિઝામુદીન (મર્કઝ) પાછો ન ગયો, બલકે મારા સ્નેહીજનો પાસે રાત રોકાઈ ગયો. બીજા દિવસે હું મર્કઝ ઉપર પહોંચ્યો અને મઅઝિરત પેશ કરી કે સંબંધીઓના આગ્રહને કારણે રાતે ત્યાં રોકાઈ ગયો હતો. હઝરતે ફરમાવ્યું, ''અરે મવલાના ! મઅઝિરતની જરૂરત નથી. કામ સાથે સંકળાયેલા લોકો સમક્ષ આ પ્રકારના કારણો ઉપસ્થિત થતાં જ રહે છે, તેની પરવા નથી....હવે એ બતાવો કે એસેમ્બલી મસ્જિદમાં બયાન થયું હતું ?'' મેં કહ્યું કે થયું હતું. આ સાંભળી ખૂબ પ્રસન્ન થયા અને ફરમાવ્યું, ''જુઓ, આ લોકો સ્વયં પોતાની તલબથી આપણને નથી બોલાવતા. એમને દુનિયાથી ફુરસત જ નથી. તેઓની પાસે આપણે વિના આમંત્રણે જાતે જ પહોંચીને તબ્લીગ કરવી જોઈએ.'' પછી પૂછયું, '' કયા વિષય ઉપર બયાન થયું હતું ?'' મેં કહ્યું કે આયતે કરીમા ''ઇન્ન ફી ખલ્કિસ્સમાવાતિ વલ્ અર્દિ......'' (સૂરએ આલિ ઈમરાન–૧૯૦) દ્વારા સૌપ્રથમ આ સાબિત કર્યું કે બુદ્ધિશાળી તે છે જે સૃષ્ટિના આ આશ્ચર્યજનક તંત્રમાં મનન કરીને પોતાના સર્જનહારને ઓળખે અને દરેક સમયે

એની યાદમાં લીન રહે, ન કે તે લોકો, જેઓ આ સૃષ્ટિનું કેવળ ભૌતિક દૃષ્ટિથી નિરીક્ષણ કરે અને સર્જનહાર સુધી ન પહોંચી શકે. આ સાબિત કરીને અલ્લાહના ઝિક્રની જરૂરત અને હકીકતને સ્પષ્ટ કર્યાં. ત્યારબાદ તબ્લીગે દીનની આવશ્યકતા ઉપર ભાર મૂક્યો હતો." —ફરમાવ્યું, "આ મઝમૂન ઘણો ઊંચો હતો પણ તે મજમઅને અનુકૂળ ન હતો. આ મઝમૂનના લાયક માણસો અહીં ઉપસ્થિત છે. આ વિષય પર ક્યારેક અહીં બયાન થવું જોઈએ. તે મજમઅને યોગ્ય બીજી આયતે કરીમા આ હતી – "વલ્લઝીન ઈજતનબૂત્તાગૂત અંય્યઅ્બુદૂહા વ અનાબૂ ઈલલ્લાહિ....." (સૂરએ ઝુમર–૧૭) પછી ફરમાવ્યું – 'એ તબકો નીચી કક્ષાનો છે, જેના પર આયતે કરીમાના શબ્દો "હદાહુમુલ્લાહ" સૂચક (દલીલરૂપ) છે.' મેં કહ્યું, 'બરાબર છે, ફરી ક્યારેક મોકો મળશે તો ત્યાં ઈન્શાઅલ્લાહ આ જ મઝમૂન બયાન કરીશ.




એક સુહબતમાં ફરમાવ્યું – અમારી તબ્લીગનો મૂળભૂત મકસદ છે "તાગૂત" (શયતાની તત્ત્વો)થી વિમુખ થઈને એક અલ્લાહની તરફ અભિમુખ થવું. અને આ કામ કુરબાની વગર નથી થઈ શકતું. દીનમાં જાનની પણ કુરબાની છે અને માલની પણ. તબ્લીગમાં જાનની કુરબાની આ છે કે અલ્લાહના માટે

પોતાના વતનનો ત્યાગ કરે અને અલ્લાહના કલિમહને ફેલાવવાની મહેનત કરે. માલની કુરબાની આ છે કે સફ઼રનો ખર્ચ જાતે જ ઉઠાવે. અને જો કોઈ મજબૂરીના કારણે પોતે ન નીકળી શકે તો એ સમયે બીજાઓને દીનની તબ્લીગ માટે મોકલવાની કોશિશ કરે. આ રીતે "નેકીની તરફ઼ બોલાવનાર તે નેકી કરનાર સમાન છે"ની બુનિયાદ પર જે કોઈ તમારી મહેનતથી નીકળશે તેમની કોશિશોનો સવાબ તમને પણ મળશે અને જો જવાવાળાઓને આર્થિક રીતે પણ મદદરૂપ થયા તો માલની કુરબાનીનો સવાબ પણ મળશે. સાથે સાથે એ જવાવાળાઓને પોતાના મુહસિન અને ઉપકારકર્તા સમજવા જોઈએ કે જે કામ આપણે કરવાનું હતું તે કોઈ કારણસર આપણે આ સમયે ન કરી શક્યા તો આ હઝરાત આપણા વતી એક ફરજ અદા કરી રહ્યા છે. દીનદારીનો તકાઝો જ આ છે કે મકામ પર રહેનારાઓ અને મજબૂરીથી દીનના કામ માટે ન જઈ શકનારાઓ હંમેશા મુજાહિદીનને પોતાના મુહસિન સમજે.

## ૪૧

એક વેળા ફરમાવ્યું – "મવલાના ! આપણા આ કામમાં ઈલ્મ અને ઝિક્રનું ઘણું જ મહત્ત્વ છે. ઈલ્મ વગર ન તો કોઈ અમલ થઈ શકે છે, ન અમલની ઓળખ. અને ઝિક્ર વગર

ઈલ્મ અંધકારરૂપ જ બની રહે છે, એમાં નૂર નથી હોઈ શકતું. પરંતુ આપણા કામ કરનારાઓમાં આ સમજની ઊણપ છે.''

—મેં કહ્યું, ''દીનની તબ્લીગનું કામ એક અત્યંત મહત્તાપૂર્ણ ફરજ છે અને તેના કારણે અલ્લાહના ઝિક્રમાં કમી આવવી સ્વાભાવિક છે. જેમ કે હઝરત સય્યિદ સાહેબ બરેલ્વી કુદ્દિસ સિર્રુહૂએ જયારે જિહાદની તૈયારી માટે પોતાના ખાદિમોને ઝિક્ર–ઈબાદતને બદલે ઘોડેસવારી અને નિશાનબાઝીમાં લગાવી દીધા તો કેટલાકે શિકાયત કરી કે હમણાં પહેલાં જેવા અનવારનો અનુભવ નથી થતો, તો હઝરત સય્યિદ સાહેબ (રહ.)એ ફરમાવ્યું કે હા, આ સમયે ઝિક્રના અનવાર નથી, જિહાદના અનવાર છે અને હમણાં તેની જ આવશ્યકતા છે.'

– આ સાંભળીને હઝરત મવલાના ઈલ્યાસ (રહ.)એ ફરમાવ્યું, ''પરંતુ મને ઈલ્મ અને ઝિક્રની ઊણપનો તીવ્ર અફસોસ છે અને આ ઊણપનું કારણ એ છે કે અત્યાર સુધી અહલે ઈલ્મ અને અહલે ઝિક્ર આ કામમાં નથી લાગ્યા. જો આ હઝરાત આવીને કામ સંભાળી લે તો આ ઊણપ દૂર થઈ જાય.

**(સ્પષ્ટીકરણ** : અત્યાર સુધી જે જમાઅતો તબ્લીગ અર્થે રવાના કરવામાં આવી રહી છે એમાં અહલે ઈલ્મ અને અહલે નિસ્બત હઝરાતની કમી છે, જેનો હઝરતને ભારોભાર અફસોસ હતો. કાશ ! આ હઝરાત પણ જમાઅતોમાં શામિલ

થઈને કામ કરે તો આ ઊણપ દૂર થઈ જાય. અલ્હમ્દુલિલ્લાહ તબ્લીગના મરકઝમાં ઉલમાએ કિરામ અને અલ્લાહવાળાઓ મવજૂદ છે, પરંતુ તે થોડાક ગણતરીનાં જ હઝરાત છે. જો તેઓ દરેક જમાઅતની સાથે જાય તો પછી મરકઝની ગંભીર જવાબદારીઓ અને કામકાજના સચાલનનું શું ? –સંપાદક)

## ૪૨

એક પત્રમાં હઝરત મૌલાના સય્યિદ અબુલ હસન અલી નદવી (રહ.)નું એક વાક્ય આ મુજબ હતું કે મુસલમાન બે જ પ્રકારના હોઈ શકે છે, ત્રીજો કોઈ પ્રકાર જ નથી : કાં તો અલ્લાહના રસ્તામાં પોતે નીકળવાવાળા હોય અને કાં તો નીકળવાવાળાઓની મદદ કરવાવાળા હોય. – આ અનુસંધાનમાં હઝરત (રહ.)એ ફરમાવ્યું– બિલકુલ સચોટ વિચાર છે......પછી ફરમાવ્યું કે નીકળવાવાળાઓની મદદમાં આ વાત પણ દાખલ છે કે લોકોને નીકળવા માટે તૈયાર કરવામાં આવે અને તેમને આ રીતે સમજાવે કે તમારા નીકળવાથી ફલાણા આલિમે દીનના દર્સે બુખારી કે દર્સે કુર્આનમાં આંચ નહીં આવે તો તમને પણ એમના દર્સનો સવાબ મળશે. આ પ્રકારની નિય્યતો દ્વારા લોકોને જાગૃત કરવા જોઈએ અને સવાબના માર્ગો દર્શાવવા જોઈએ.

## ૪૩

એક વેળા ફરમાવ્યું – મવલાના સાહેબ ! આપણી આ તબ્લીગનો નિચોડ આ છે કે દીનદાર મુસલમાનો પોતાનાથી વધારે જાણકાર હઝરાતથી દીન હાસિલ કરે અને પોતાનાથી ઓછું જાણતા હઝરાત સુધી દીન પહોંચાડે. પરંતુ ઓછું જાણનારાઓને પોતાના મુહસિન સમજે, કેમ કે આપણે કલિમહ અને નમાઝની તબ્લીગ માટે જેટલી મહેનત કરીશું તેનાથી આપણા કલિમહ અને નમાઝમાં પણ નૂર પેદા થશે. (તબ્લીગમાં આ વાત અત્યંત જરૂરી છે કે મુબલ્લિગનું લક્ષ્ય પોતાની સુધારણાનું હોય, પોતાની જાતને બીજાઓ માટે હિદાયતરૂપ ન સમજે, કેમ કે, હિદાયત આપનાર અલ્લાહ તઆલા સિવાય કોઈ જ નથી.)

## ૪૪

એક વેળા ફરમાવ્યું – **હદીષે પાકમાં છે કે "જે રહેમ નથી કરતો તેની ઉપર રહેમ કરવામાં નથી આવતી, તમે જમીનવાળાઓ ઉપર રહેમ કરો, તમારી ઉપર આસમાનવાળો રહેમ કરશે."** પરંતુ અફસોસની વાત છે કે લોકોએ આ હદીષે પાકને ભૂખ્યાં પ્રતિ રહેમ કરવા સાથે જ સાંકળી દીધી છે. એટલા માટે લોકોને

ભૂખ્યા અને નિર્ધન–નિરાધાર માણસો પ્રતિ તો સહાનુભૂતિ થાય છે, પરંતુ દીનથી મહરૂમ મુસલમાનો ઉપર દયા નથી આવતી. મતલબ એ થયો કે દુનિયાના નુકસાનને નુકસાન સમજવામાં આવે છે, પરંતુ દીનના નુકસાનને નુકસાન સમજવામાં નથી આવતું. પછી આપણા ઉપર આસમાનનો રબ કેવી રીતે કૃપા દાખવે, જયારે કે આપણને મુસલમાનોની દીની દુર્દશા જોઈને દયા નથી ઊપજતી ? આપણા આ કામની બુનિયાદ આ જ રહમ ઉપર છે. એટલા માટે આ કામ સ્નેહ અને દયાભાવ સાથે જ થવું જોઈએ. અગર મુબલ્લિગ એટલા માટે તબ્લીગ કરી રહ્યો છે કે એને પોતાના ભાઈઓની દીની બદહાલીનો સદમો છે તો ચોક્કસપણે તે રહમ અને લાગણી સહિત પોતાની ફરજ બજાવશે, પરંતુ જો આ જઝબો અને ભાવના નહીં હોય તો તેનું વલણ ઉગ્ર હશે, જેનાથી ફાયદાની ઉમ્મીદ નથી. વળી, આ હદીષે પાકને નજર સામે રાખીને કામ કરનાર માણસમાં ઈખ્લાસ પણ હશે, તેની નજર પોતાની ખામીઓ પર હશે અને બીજા લોકોની ઈસ્લામી ખૂબીઓ તેની સામે રહેશે, તેથી આવો માણસ પોતાના ફાયદા પાછળ પડનારો નહીં હોય. અને તબ્લીગનું હાર્દ આ જ છે કે નફસની હિમાયતથી અલગ થઈને નફસની શિકાયતનો સબક હંમેશા નજર હેઠળ રહે.

## ૪૫

એકવાર ફરમાવ્યું – મવલાના ! અલ્લાહ તઆલાના હુકમોની બાબતમાં તફક્કુદ અત્યંત જરૂરી છે, સતત તફક્કુદમાં લાગેલા રહેવું જોઈએ. દાખલા તરીકે કોઈ કામમાં મશ્ગૂલ થવાથી પહેલાં વિચારવું જોઈએ કે એકાગ્રતા માટે બે બાબતો જરૂરી છે : એક તો એ કે જે કામમાં મશ્ગૂલ થવાની ઈચ્છા હોય તેની જ તરફ પોતાનું સંપૂર્ણ ધ્યાન કેન્દ્રિત હોવું જોઈએ અને બીજું એ કે એ સમયે અન્ય કામો પ્રત્યેથી ધ્યાન હટેલું હોવું જોઈએ. – તો હવે વિચારવું જોઈએ કે જે કામો પ્રત્યેથી આ સમયે ધ્યાન હટેલું હોય એ પૈકીનું કોઈ કામ એનાથી તો વધારે અહમ (મહત્ત્વપૂર્ણ) નથી, જેમાં મશ્ગૂલી છે ? – અને તફક્કુદ, તહકીક અને મનનમંથન વગર આ શક્ય નથી.

## ૪૬

એકવાર ફરમાવ્યું – નમાઝથી પહેલાં થોડીકવાર સુધી નમાઝનો મુરાકબા કરવો જોઈએ. ઈન્તિઝાર વગર પઢવામાં આવેલી નમાઝ સંપૂર્ણ નથી હોઈ શકતી. માટે નમાઝથી પહેલાં નમાઝની મહાનતા અને ફઝીલત ઉપર મનન કરવું જોઈએ.

નોંધ :– શરીઅતે એટલા માટે જ ફરાઈઝથી પહેલાં સુન્નત અને નવાફિલ વગેરે નિર્ધારિત કર્યાં છે, જેથી બંદો નમાઝ તરફ બરાબર એકધ્યાન થઈ જાય અને પછી ફર્ઝ નમાઝ એકાગ્રતાથી અદા કરી શકે; પરંતુ આપણે ન તો સુન્નત–નવાફિલ અને ઈકામતના આ ફાયદાઓને સમજીએ છીએ અને ન એનાથી કોઈ લાભ મેળવીએ છીએ. એટલા માટે આપણી ફર્ઝ નમાઝો પણ નાકિસ અદા થાય છે. અલ્લાહ તઆલા આપણી ઈબાદતોને કામિલ દરજજો અતા ફરમાવે, આમીન.




ફરમાવ્યું – તબ્લીગમાં કામ કરવાવાળાઓએ પોતાના દિલમાં વુસ્અત અને ઉદારતા પેદા કરવી જોઈએ, જે અલ્લાહની વસીઅ રહમત પર નઝર કરવાથી પેદા થશે. ત્યાર બાદ તરબિયતનો એહતિમામ કરવો જોઈએ.




એકવાર ફરમાવ્યું – સય્યિદના રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈસ્લામના શરૂના ઝમાનામાં (જ્યારે દીન કમઝોર હતો અને દુનિયા શક્તિશાળી હતી) બેતલબ લોકોના ઘરે જઈ, એમની બેઠકોમાં વગર બોલાવ્યે પહોંચી જઈ

અલ્લાહના દીનની દઅવત આપતા હતા. કેટલાંક સ્થળોએ હઝરાતે સહાબએ કિરામ (રદિ.)ને પોતાના તરફથી મોકલ્યા છે કે ત્યાં જઈ દીનની તબ્લીગ કરો. તો હવે આપણે પણ બેતલબ લોકો પાસે સ્વયં જવું જોઈએ. ખુદાના બાગીઓ અને ફાસિકોના સમૂહમાં પહોંચવું જોઈએ અને હકના કલિમહને બુલંદ કરવો જોઈએ. (વાત કરતાં એકદમ તીવ્ર ખાંસી ચઢતાં હઝરત રહ. આગળ બોલી ન શક્યા તો ધીમા સ્વરે ફરમાવ્યું – મવલાના ! તમે ઘણાં મોડા પડયા. હવે હું વિગતે વાત કરી શકું એમ નથી. બસ, જે કાંઈ કહ્યું એમાં ગંભીરતાથી મનન કરતા રહો.)




એકવેળા ફરમાવ્યું – હું શરૂઆતમાં આ રીતે અલ્લાહના ઝિક્રની તઅલીમ આપું છું કે પ્રત્યેક નમાઝ પછી તસ્બીહે ફાતિમહ (૩૩ વાર સુબ્હાનલ્લાહ, ૩૩ વાર અલહમ્દુ લિલ્લાહ અને ૩૪ વાર અલ્લાહુ અકબર) અને ત્રીજો કલિમહ (સુબ્હાનલ્લાહિ વલ્‌હમ્દુ લિલ્લાહિ વ લા ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબરુ વ લા હવ્લ વ લા કુવ્વત ઈલ્લા બિલ્લાહ) પઢવામાં આવે અને સવાર–સાંજ સો–સો વાર દુરૂદ શરીફ અને ઈસ્તિગ્ફારનો એહતિમામ, સહી કિરાઅત સાથે કુરઆને કરીમની તિલાવત, નવાફિલમાં તહજ્જુદની પાબંદી અને

અલ્લાહવાળાઓની સુહબતથી ફૈઝયાબ થવું – ઝિક્ર વગર ઈલ્મ અંધકારરૂપ છે અને ઈલ્મ વિનાનો ઝિક્ર સંખ્યાબંધ ફિત્નાઓનો દરવાજો છે.

## ૫૦

એકવાર ફરમાવ્યું – ખ્વાબ નુબુવ્વતનો ૪૬મો હિસ્સો છે. કેટલાક લોકોને ખ્વાબ દ્વારા એટલી તરક્કી હાસિલ થાય છે કે રિયાઝત અને મુજાહદહ મારફતે પણ નથી મેળવી શકાતી. કેમ કે, ખ્વાબમાં એમના ઉપર તે ઉલૂમ ખુલે છે, જે નુબુવ્વતનો હિસ્સો છે. પછી તરક્કી કેમ ન થાય ? ઈલ્મથી અલ્લાહની મઅરિફત વધે છે અને મઅરિફતથી અલ્લાહનો કુર્બ વધે છે.

પછી ફરમાવ્યું – આજકાલ ખ્વાબમાં મારા ઉપર ઉલૂમે સહીહહ (તે ઉલૂમ, જેમાં શંકાને સ્થાન નથી) ખુલી રહ્યાં છે, એટલા માટે કોશિષ કરો કે મને ઊંઘ (ગાઢ નિદ્રા) વધારે આવે. (ખાંસીના કારણે હઝરત રહ.ની ઊંઘ ઓછી થવા માંડી હતી, તેથી મેં હકીમ સાહેબ અને ડોકટર સાહેબની સલાહથી માથાના ભાગમાં તેલની માલીશ કરાવી, જેનાથી ઊંઘમાં વધારો થયો). હઝરતે ફરમાવ્યું કે આ તબ્લીગનો આખો તરીકો પણ મારા ઉપર ખ્વાબમાં મુન્કશિફ થયો. આયતે કરીમા ''કુન્તુમ ખય્ર ઉમ્મતિન્......''ની તફસીર મારા ઉપર

ખ્વાબમાં ખુલી કે તમે (એટલે કે ઉમ્મતે મુસ્લિમહ) અમ્બિયાએ કિરામ અલયહિમુસ્સલામની જેમ લોકોના માટે પેદા કરવામાં આવ્યા છો. (અને આ મતલબને ''ઉખ્રિજત''થી તઅબીર કરવામાં આ તરફ પણ ઈશારો છે કે એક જગા પર સ્થિર થઈને કામ નહીં થાય, બલકે દર–બ–દર નીકળવાની જરૂરત હશે. તમારું કામ ભલાઈનો હુકમ અને બુરાઈઓની રોકથામ છે. ત્યાર બાદ ''તુઅ્મિનૂન બિલ્લાહિ'' ફરમાવીને એવું બતાવવામાં આવ્યું છે કે આ કામ દ્વારા તમારા ઈમાનમાં તરક્કી થશે. માટે બીજાઓની હિદાયતના બદલે પોતાની હિદાયતની નિય્યત કરો. અને ''ઉખ્રિજત લિન્નાસિ....''માં ''અન્નાસ''થી બિનઅરબ લોકો અભિપ્રેત છે, કેમ કે અરબ પ્રજા વિશે તો ''લસ્ત અલયહિમ બિમુસય્તિરિન વ મા અન્ત અલય્હિમ બિવકીલ'' ફરમાવીને બતાવી દેવામાં આવ્યું હતું કે એમની હિદાયતનો ફેંસલો થઈ ચૂકયો છે, માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એમની વધારે ચિંતા ન કરે. હા, ''કુન્તુમ ખય્ર ઉમ્મતિન્''નું સંબોધન ''અહલે અરબ''ને છે અને ''અન્નાસ''થી મુરાદ બીજા લોકો છે, જે અરબ નથી. એટલા માટે એના અનુસંધાનમાં ત્યાર બાદ ''વ લવ્ આમન અહ્લુલ્ કિતાબિ લ કાન ખય્રંલ્લહુમ'' ફરમાવ્યું છે. અને અહીં ''લ કાન–ખય્રંલ્લહુમ' ફરમાવ્યું, 'લ કાન ખય્રંલ્લકુમ' નહીં. કેમ કે, મુબલ્લિગને તો તબ્લીગની બરકતથી પોતાના ઈમાનની

તકમીલનો ફાયદો મળી જાય છે, ભલે સાંભળનાર કબૂલ કરે કે ન કરે. જો સાંભળનાર તબ્લીગની અસર લઈને ઈમાન લઈ આવે તો તેનો પોતાનો પણ ફાયદો થશે, મુબલ્લિગનો ફાયદો કોઈના માનવા–ન માનવા પર મવકૂફ નથી.

## ૫૧

એકવાર ફરમાવ્યું – ઝકાતનો દરજ્જો હદિયાથી નીચો છે. આ જ કારણ છે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ માટે સદકાનો માલ હરામ હતો; હદિયો હરામ ન હતો. જો કે ઝકાત ફર્ઝ છે અને હદિયો મુસ્તહબ છે, પણ કેટલીકવાર મુસ્તહબનો અજ્ર ફર્ઝથી વધી જાય છે. જેમ કે મુસલમાનને સલામ કરવી સુન્નત છે અને સલામનો જવાબ આપવો ફર્ઝ છે, પરંતુ સલામ પેશ કરવી એ સલામનો જવાબ આપવા કરતાં બેહતર છે. એવી જ રીતે ઝકાત જો કે ફર્ઝ છે, પરંતુ તેનો મકસદ માલની શુદ્ધિ અને સફાઈનો છે અને હદિયો જો કે મુસ્તહબ છે, પરંતુ તેનો મકસદ મુસ્લિમના દિલને ખુશ કરવાનો છે. અને મુસલમાનના દિલને ખુશ કરવું માલની સફાઈ (શુદ્ધિ) કરતાં ઊંચા દરજ્જાનું કામ છે. જો કે ઝકાત અદા કરવાને કારણે પણ જરૂરતમંદનું દિલ ખુશ થઈ જાય છે, પરંતુ એ તો સ્વાભાવિક વાત છે, ઝકાતનો મકસદ આ નથી. અને હદિયાનો તો અસલ મકસદ જ મુસલમાનના દિલને ખુશી

પહોંચાડવાનો હોય છે......ત્યાર બાદ ફરમાવ્યું કે ઝકાત આપનારાઓ માટે 'મસ્રફ' (ઝકાતની અદાયગીનો મકામ)ની ચકાસણી જરૂરી છે, જેવી રીતે કે નમાઝ પઢનાર માટે પાક પાણીનું શોધવું જરૂરી છે. અને ઝકાતનો સાચો મસ્રફ તે છે, જેમાં ઝકાતની રકમ લેવાથી લેનારમાં માલની લાલચ પેદા ન થાય. ઝકાત ફર્ઝ ઠેરવવા પાછળ શરીઅતનો આશય આ હરગિઝ નથી કે ગરીબ મુસલમાનોમાં માલની લાલચ પેદા થઈ જાય અને તેઓ ખયરાત–ઝકાતની રકમની આશાઓ સેવતા રહે. બસ, જે શખ્સ અલ્લાહ તઆલા ઉપર ભરોસો રાખીને જેટલી ધીરજ અને સહનશીલતા કેળવે એટલા પ્રમાણમાં માલદાર લોકો પર તેની મદદ કરવી જરૂરી ઠરે છે. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

"લિલ્ ફુકરાઈલ્લઝીન ઉહ્‌સિરૂ ફી સબીલિલ્લાહિ લા યસ્તતીઊન દર્‌બન્ ફિલ્ અર્‌દિ યહ્‌સબુહુમુલ્ જાહિલુ અગ્‌નિયાઅ મિનત્તઅફ્ફુફ." (સૂરએ બકર : ૨૭૩)

(તરજુમો :– "સદકા–ખયરાત તો તે મુહતાજો માટે છે, જેઓ અલ્લાહના રસ્તામાં રોકાયેલા છે અને (તે કારણે રોઝી કમાવા માટે) ઝમીન ઉપર હરીફરી શકતા નથી (તેઓ સવાલથી બચતા હોવાથી) નાવાકિફ લોકો એમને તવંગર સમજે છે.")

– અર્થાત્ ઝકાતનો ઉત્તમ મસ્રફ તે લોકો છે, જેઓ

અલ્લાહના કામમાં મશગૂલ છે અને ધીરજપૂર્વક અલ્લાહ તઆલા ઉપર સંપૂર્ણ ભરોસો રાખી રહ્યા છે. કોઈની સામે સવાલ નથી કરતા અને ન કોઈનાથી ખોટી આશા રાખે છે, પરંતુ આજકાલ માલદાર લોકો ધંધાદારી સાઈલોને ઝકાત આપીને એવું સમજે છે કે ઝકાત અદા થઈ ગઈ. જયારે કે એનાથી તો પહેલી ઝકાત પણ વ્યર્થ બની જાય છે. ('પહેલી ઝકાત'થી હઝરત રહ.નો ઈશારો માલની શુદ્ધિ તરફનો જણાય છે.) આ જ કારણ છે કે આજે ઝકાત અદા કરવા પછી પણ માલમાં બરકત નથી. હાલાં કે, અટળ વાયદો છે કે ઝકાતની અદાયગીથી માલમાં બરકત થાય છે. જે લોકો ઝકાતની અદાયગી પછી પોતાના માલમાં બરકતનો અનુભવ ન કરે તેમણે સમજી લેવું જોઈએ કે ઝકાત ઉચિત ઠેકાણે નથી પહોંચી અને મસ્રફની યોગ્ય ચકાસણી કરવામાં નથી આવી.




એકવાર ફરમાવ્યું – મુસલમાનોએ ઉલમાએ કિરામની ખિદમત ચાર પ્રકારની નિય્યતોથી કરવી જોઈએ.

(૧) ઈસ્લામની નિસ્બતથી. કેવળ ઈસ્લામની નિસ્બતથી જયારે કોઈ મુસલમાન બીજા મુસલમાનને મળવા માટે જાય તો સિત્તેર હજાર (૭૦,૦૦૦) ફરિશ્તાઓ તેના કદમો નીચે પોતાની પાંખો અને બાઝૂ બિછાવી દે છે. જયારે દરેક

મુસલમાનની મુલાકાતમાં આ ફઝીલત છે તો ઉલમાની ઝિયારતમાં પણ આ ફઝીલતનું પ્રાપ્ત થવું જરૂરી છે.

(૨) બીજું એ કે ઉલમાએ કિરામ ઈલ્મે નુબુવ્વતના ઝંડાધારી છે. આ કારણે પણ તેઓ સન્માનનીય અને ખિદમતને લાયક છે.

(૩) ત્રીજું એ કે તેઓ આપણી દીની પ્રવૃત્તિઓના રખેવાળ છે.

(૪) એમની જરૂરિયાતોની જાણકારી માટે. કેમ કે, જો અન્ય મુસલમાનો ઉલમાએ કિરામની જરૂરિયાતોની માહિતી મેળવીને એ જરૂરિયાતો પૂરી કરી દે તો ઉલમા પોતાની જરૂરતોમાં સમય ફાળવવાથી બચી જશે અને તેટલો સમય પણ દીનની ખિદમતમાં લગાવશે, જેનો સવાબ અહલે માલને પણ મળશે.

પરંતુ, અવામના માટે સારું આ છે કે ઉલમાએ કિરામની ખિદમતની આ ફરજ વિશ્વસનીય ઉલમાની તરબિયત અને દોરવણી મુજબ અદા કરે, કેમ કે સામાન્ય મુસલમાનો (અવામ)ને એની સંપૂર્ણ જાણકારી નથી હોતી કે મદદ માટે કોણ કેટલી હદ સુધી મુસ્તહિક છે ? (અને જો કોઈ પોતાની રીતે એની જાણકારી મેળવી શકે એમ હોય તો જાતે જ તફકકુદ કરે.)

## ૫૩

ફરમાવ્યું – મુસલમાનો દુઆથી ઘણા જ ગાફિલ છે અને જેઓ દુઆ કરે પણ છે તેઓને દુઆની હકીકતનું જ્ઞાન નથી. મુસલમાનો સામે દુઆની હકીકતને સ્પષ્ટ કરવી જોઈએ.

''દુઆની હકીકત છે પોતાની હાજતોને બુલંદ બારગાહમાં રજૂ કરવી, માટે આ બુલંદ બારગાહની શાનને અનુરૂપ દુઆના સમયે હૃદયને એકાગ્ર રાખવું જોઈએ અને દુઆનાં શબ્દોને અત્યંત વિનવણી સહિત અદા કરવા જોઈએ અને વિશ્વાસ રાખવો જોઈએ કે જરૂર કબૂલ થશે. કેમ કે જેનાથી માંગવામાં આવે છે તે ઘણો જ સખી અને કરીમ છે, પોતાના બંદાઓ ઉપર રહીમ છે અને જમીન અને આકાશોના તમામ ખઝાનાઓ તેના કબજામાં છે.''*

## ૫૪

એકવાર ફરમાવ્યું કે – સહારનપુર, દેવબંદ વગેરે સ્થળોએ તબ્લીગ માટે જઈ રહેલી જમાઅતો સાથે દિલ્હીના વેપારીઓના પત્રો મોકલવામાં આવે, જેમાં નમ્રતાપૂર્વક

*અવતરણ ચિહ્નોમાં મૂકેલાં આ શબ્દો, કે જેમાં દુઆની હકીકત બતાવવામાં આવી છે તે મારા નમ્ર મત પ્રમાણે મવલાના મુહમ્મદ ઈલ્યાસ સાહેબ રહ.ના નથી. મુહતરમ સંપાદક સાહેબે આ શબ્દોને અવતરણ ચિહ્નોમાં મૂક્યાં છે તેનું આ જ કારણ જણાય છે. –અનુવાદક

હઝરાતે ઉલમાએ કિરામને વિનંતી કરવામાં આવે કે આ જમાઅતો અવામમાં તબ્લીગ માટે હાજર થઈ રહી છે. આપ હઝરાતનો સમય ઘણો જ કિંમતી છે. જો એમાંથી થોડો સમય આ જમાઅતોની સરપરસ્તી અને માર્ગદર્શનમાં આપી શકાય (એવો સમય, જેમાં આપને અને તલબાને અડચણ ન હોય) તેમ હોય તો સરપરસ્તી ફરમાવશોજી અને તલબાને પોતાની દેખરેખ હેઠળ આ કામમાં સાથે લે. તલબાએ આ કામમાં જાતે અસાતિઝએ કિરામની દેખરેખ વિના હિસ્સો ન લેવો જોઈએ....અને તબ્લીગી જમાઅતોને નસીહત કરવામાં આવે કે ઉલમાએ કિરામ તવજ્જુહ આપવામાં ઢીલ કરે તો પોતાના દિલોમાં ઉલમા વિશે કોઈ શંકા–કુશંકા ન ઊઠવા પામે, બલકે એમ સમજી લે કે ઉલમા આપણાથી પણ વધારે અગત્યના કામમાં મશ્ગૂલ છે; તેઓ દીનની ખિદમતમાં રાતોમાં પણ વ્યસ્ત રહે છે, જ્યારે કે બીજા લોકો મીઠી નીંદ માણે છે. ઉલમાના અસહકાર બદલ પોતાની જાતને કસૂરવાર માને કે આપણે એમની ખિદમતમાં અવરજવર ઓછી કરી દીધી છે એટલા માટે તેઓ આપણાથી વધારે તે લોકો તરફ મુતવજ્જેહ છે, જેઓ વરસોના વરસ માટે તેમની પાસે આવી પડેલાં છે..... ત્યાર બાદ ફરમાવ્યું –

એક સામાન્ય મુસલમાન વિશે પણ કારણ વગર બદગુમાની કરવી હલાકતમાં નાંખનારી બાબત છે અને ઉલમાએ કિરામ પર વાંધાવચકા ઉઠાવવા એ તો અત્યંત સખ્ત

બાબત છે.

પછી ફરમાવ્યું – આપણા તબ્લીગના તરીકામાં મુસલમાનની ઈઝઝત અને ઉલમાનો આદર પાયાની વસ્તુ છે. દરેક મુસલમાનની ઈસ્લામના નાતે ઈઝઝત કરવી જોઈએ અને ઉલમાએ કિરામ પ્રત્યે ઈલ્મે દીનના નાતે આદરભાવ રાખવો જોઈએ. પછી ફરમાવ્યું –

ઈલ્મ અને ઝિક્રનું કામ હજુ સુધી આપણા મુબલ્લિગીનના કાબૂમાં નથી આવ્યું તેનાથી હું ઘણો ચિંતિત છું અને તેની પદ્ધતિ આ જ છે કે આપણા સાથીઓને અહલે ઈલ્મ અને અહલે ઝિક્ર પાસે મોકલવામાં આવે કે આ હઝરાતની સરપરસ્તીમાં તબ્લીગ પણ કરે અને એમના ઈલ્મ તથા સુહબતથી પણ ફાયદો ઉઠાવે.




એક દિવસે હું આવવાવાળા મહેમાનો સાથે વાતચીતમાં મશ્ગૂલ રહ્યો, મવલાના (રહ.)ની ખિદમતમાં વધારે ન બેસ્યો. ઝુહર પછી ખિદમતમાં હાજર થયો તો ફરમાવ્યું –

"તમારે મારી પાસે વધારે રહેવું જોઈએ."

મેં કહ્યું કે આજે આવનારાઓની ભીડ વધારે હતી, મેં તેઓને મારી પાસે રોકી લીધા અને તબ્લીગ વિશે એમને

સમજાવતો રહ્યો, જેથી આપની પાસે વધારે ભીડ ન થાય અને આપે વધારે બોલવું ન પડે.

— આ સાંભળીને ફરમાવ્યું, "એની સૂરત પણ આ જ હતી કે તમે મારી પાસે રહેત. હું તમારાથી દિલની વાત કરતો રહેત અને તમે બીજાંઓને પહોંચાડી દેત. આ રીતે મારા દિલને હળવાશ થાત. તમે મારી પાસે રહો, મારી વાતોને સાંભળતા રહો અને બીજાઓ સુધી પહોંચાડો, જેથી મારે કોઈને ખિતાબ ન કરવો પડે. કેટલાંક શુભેચ્છકો કહે છે કે અમે આપને બોલવા નહીં દઈએ, પરંતુ જયાં સુધી મારા દિલને હળવાશ ન થાય, હું કેવી રીતે બોલવાનું બંધ કરી દઉં ? હું હરગિઝ ચૂપ નહીં થાઉં, ભલેને મોત આવી જાય."




એકવાર ફરમાવ્યું – હઝરત મવલાના અશરફ અલી થાનવી સાહેબ (રહ.)એ ઘણુ મોટું કામ કર્યું છે. મારું દિલ ચાહે છે કે તઅલીમ તો હઝરત થાનવી (રહ.)ની હોય અને તબ્લીગનો તરીકો મારો હોય કે આ રીતે એમની તઅલીમ વ્યાપક બની જશે....પછી ફરમાવ્યું,

"વઅઝમાં શરીઅતના અહકામનાં રહસ્યો, મસ્લિહતો અને કારણો બયાન ન કરો. બસ, ત્રણ બાબતો નજર સામે રાખવાની લોકોને નસીહત કરવામાં આવે. એક તો એ કે પ્રત્યેક

અમલમાં અલ્લાહની રઝામંદીની નિય્યત હોય. બીજું, આખિરતનું યકીન રાખે. કોઈ પણ અમલ અલ્લાહ તઆલાની ખુશનૂદી માટે અને આખિરતના યકીન સહિત થશે તો તે આખિરતમાં ફાયદાકારક હશે. કોઈ એવા ફાયદાની નિય્યત ન હોવી જોઈએ, જે મોતથી પહેલાં દુનિયામાં જ મળવાવાળો છે. તે તો વેપારી તરફથી તોલમાં જેમ વસ્તુ નમતી (વધારાની) આપવામાં આવે છે તેમ આપમેળે જ મળી જાય છે, તેની પ્રાપ્તિ લક્ષ્ય નથી તેમ છતાં આ દુન્યવી ફાયદાઓની પ્રાપ્તિ યકીની છે, પરંતુ નિય્યત આ ક્ષુલ્લક ફાયદાઓ મેળવવાની ન હોવી જોઈએ......

પછી ફરમાવ્યું, હા, જ્યાં જરૂર જણાય ત્યાં અહકામની મસ્લિહતો બયાન કરવામાં વાંધો નથી, પરંતુ દરેક ઠેકાણે તે બયાન કરવામાં ન આવે.




એકવાર ફરમાવ્યું – હઝરત મવલાના થાનવી (રહ.)ના માણસોની મને ઘણી જ કદર છે, કેમ કે તેઓ હઝરત થાનવી (રહ.)ના સમકાલીન છે. મારી વાતો તમે એટલા માટે જલદી સમજી જાઓ છો કે હઝરત થાનવી (રહ.)ની વાતો સાંભળી ચૂક્યા છો અને તાજી જ સાંભળેલી છે.....તમારા કારણે મારા કામમાં ઘણી જ બરકત થઈ, મારું દિલ ઘણું જ ખુશ થયું. પછી ઘણી જ દુઆઓ આપી અને ફરમાવ્યું કે તમે પોતે પણ રોઈ રોઈને આ

નેઅમતનો શુક્ર અદા કરો.

**"હે અલ્લાહ ! સવારે અને સાંજે જે નેઅમતો મારા ઉપર વરસતી રહે છે અથવા તારી મખ્લૂક તરફથી જે લાભ મને મળે છે તે બધું જ હકીકતમાં તો માત્ર તારા એકલા તરફથી જ છે, તારો કોઇ ભાગીદાર નથી, સર્વ વખાણ તારા માટે જ છે અને શુક્ર પણ તારો જ છે."**




ફરમાવ્યું – તબ્લીગના કામ માટે સય્યિદ હઝરાતને વધારે કોશિશ સહિત ઉઠાવવામાં આવે અને આગળ કરવામાં આવે, હદીષે પાક "હું તમારામાં બે મૂલ્યવાન વસ્તુઓ છોડી જાઉં છું, અલ્લાહની કિતાબ અને મારા કુટુંબીજનો"નો આ જ તકાઝો છે. આ આદરણીય હઝરાતથી પહેલાં પણ દીનનું કામ પુષ્કળ થયું છે અને હવે પછી પણ તેમનાથી જ વધારે કામ થવાની ઉમ્મીદ છે.




એક દિવસે ફરમાવ્યું – કોઈ મુસલમાનને કોઈથી અલ્લાહના માટે મુહબ્બત હોય અથવા કોઈ મુસલમાન તેના સાથે અલ્લાહના માટે સાચી મુહબ્બત ધરાવતો હોય તો આ

મુહબ્બત અને હુસ્ને ઝન આખિરત માટે ઝખીરહરૂપ છે. મુસલમાનોને મારાથી જે મુહબ્બત છે તેના કારણે આશા છે કે ત્યાં પણ પરદાપોશી થઈ જશે.

પછી ફરમાવ્યું – પોતાની વિવશતા અને કંગાલિયતનું યકીન જ કામિયાબી છે, પોતાના અમલથી કોઈ કામિયાબ નહીં થાય, માત્ર અલ્લાહ તઆલાના ફઝલથી કામિયાબ થશે. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે :–

**'કોઈ પણ માણસ પોતાના અમલને કારણે જન્નતમાં દાખલ નહીં થાય, સહાબ-એ-કિરામ (રદિ.)એ પૂછયું, 'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! શું આપ પણ ? આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, ''હા, હું પણ, સિવાય કે અલ્લાહ તઆલા પોતાની રહમતથી મને ઢાંકી લે.''**

– આ હદીષે પાક સંભળાવીને મવલાના (રહ.) પોતે પણ રડયા અને મજમઅમાં ઉપસ્થિત લોકો પણ રડી ઊઠયા.




એકવાર ફરમાવ્યું – મવલાના ! ઉલમા આ તરફ નથી આવતા, હું શું કરું ? આહ, અલ્લાહ......હું શું કરું ? મેં (આશ્વાસન આપતાં) કહ્યું કે બધાં આવી જશે, આપ દુઆ

કરો. ફરમાવ્યું—હું તો દુઆ પણ નથી કરી શકતો, તમે જ દુઆ કરો. પછી (મશહૂર કસીદહ બુરદહના) આ અશ્આર પઢયા, જેનો ભાવાર્થ આ છે :

**"હું એવા શબ્દોચ્ચારથી અલ્લાહ તઆલા સામે મગફિરત ચાહું છું, જેના પર અમલ ન હોય. નિઃશંક, મેં વાંઝણી સ્ત્રી તરફ બાળકની નિસ્બત કરી છે. (એટલે કે જે રીતે વાંઝણી સ્ત્રીને અવલાદ નથી હોઈ શકતી તેવી રીતે આચરણ વિનાના શબ્દોમાં તાસીર નથી હોઈ શકતી.)**

**હું તે ઝાતે બા-બરકત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના તરીકાથી વિમુખ થઈ ગયો, જેણે રાતોને (ઈબાદત દ્વારા) જીવંત રાખી, અહીં સુધી કે મુબારક ચરણોમાં સોજા આવી ગયા !"**

— ત્યાર બાદ અશ્રુભીની આંખે ફરમાવ્યું, "કસીદહ બુરદહ" આપણે ત્યાં ઉલમાના નિસાબમાં શામેલ છે, પરંતુ સાહિત્યકલાની દૃષ્ટિએ નહીં, બલકે નબીએ પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે મુહબ્બત વધારવાના આશયથી શામેલ કરવામાં આવેલ છે.

૬૧

ફરમાવ્યું — ઈસ્લામમાં એક તો વુસ્અત (ઉદારતા)નો દરજો છે. આ વુસ્અત તો એટલી છે કે મુસલમાનના ઘરમાં

પેદા થવું મુસલમાન તરીકે ઓળખાવવા માટે કાફી છે. વળી, જયાં સુધી શકય હોય ત્યાં સુધી ઈસ્લામના દાઈરામાંથી લોકોને બેધડક બહાર પણ કાઢવામાં નથી આવતાં. જેમ કે કોઈના શબ્દોમાં નવ્વાણુ કારણો કુફ્રનાં મળતાં હોય અને માત્ર એક કારણ ઈસ્લામનું જોવા મળતું હોય તો પણ તે વ્યક્તિને મુસલમાન જ ગણવામાં આવશે. –પરંતુ આ હકીકી ઈસ્લામ નથી, બલકે નામ માત્રનો છે. હકીકી ઈસ્લામ આ છે કે મુસલમાનમાં 'લા ઈલાહ ઈલ્લલ્લાહ'ની રૂહ જોવા મળે. અને કલિમહની રૂહ આ છે કે તેના સ્વીકાર પછી અલ્લાહ તઆલાની બંદગીનો પાકો ઈરાદો દિલમાં પેદા થઈ જાય, મઅ્બૂદને રાજી કરવાની ફિકર હૃદયમાં વણાઈ જાય....પ્રત્યેક પળે આ ચિંતા સવાર રહે કે તે મારાથી પ્રસન્ન છે કે નહીં ?




ફરમાવ્યું – બે વસ્તુઓની મને ઘણી જ ચિંતા છે. એ તરફ ખાસ ધ્યાન આપવામાં આવે. એક તો, ઝિક્રે ઈલાહી વિશે, કે મારી જમાઅતમાં તેની કમી અનુભવી રહ્યો છું, આ તહરીકમાં લાગેલા સાથીઓને ઝિક્ર વિશે જાગૃત કરવામાં આવે. બીજું,ધનવાન લોકોને ઝકાતના મસ્રફ વિશે સમજાવવામાં આવે, તેઓની ઝકાતો મોટે ભાગે વ્યર્થ જઈ રહી છે, સાચા ઠેકાણાઓમાં અદા નથી થતી. મેં એવા ચાલીસ

(૪૦) માણસોના નામ લખાવ્યાં છે, જેઓ લાલચુ અને ધનલોભી નથી. જો તેમને ઝકાત આપવામાં આવે તો તેમનામાં લોભ અને લાલચ પેદા થવાની શક્યતા નથી અને તેઓ અલ્લાહ તઆલાની જાત ઉપર પૂરા ભરોસા સહિત તબ્લીગના કામમાં લાગેલા છે. તેઓની મદદ કરવી અત્યંત જરૂરી છે. ધનવાન લોકોએ આવા માણસો વિશે જાણકારી મેળવવી જોઈએ કે કોને કેટલી જરૂરત છે ? ધંધાદારી સાઈલો અને આમ ચંદો માંગવાવાળાઓને ઝકાત આપવાની જે પ્રથા છે, તેના કારણે ઘણીવાર ઝકાત એના સાચા મસ્રફ પર નથી હોતી.



ફરમાવ્યું – ઈલ્મથી અમલ પેદા થવો જોઈએ અને અમલથી ઝિક્ર પેદા થવો જોઈએ. ત્યારે જ ઈલ્મ ઈલ્મ છે અને અમલ અમલ છે. જો ઈલ્મ દ્વારા જિંદગીમાં અમલ પેદા ન થાય તો સરાસર અંધકારરૂપ છે અને અમલથી દિલમાં અલ્લાહની યાદ પેદા ન થાય તો તે અમલ અધકચરો છે અને ઈલ્મ વિના ઝિક્ર પણ ફિત્નારૂપ છે.



ફરમાવ્યું – લોકોને હદિયા, સદકહ અને કર્ઝે હસનહના

ફઝાઈલ સહાબ–એ–કિરામ (રદિ.)ના પ્રસંગો દ્વારા બતાવવા જોઈએ. સહાબા (રદિ.) મઝદૂરી કરી કરીને સદકહ કરતા હતા. તેઓમાં ફક્ત માલદારો જ સદકો કરતા ન હતા, ગરીબો પણ મઝદૂરી કરીને કંઈક ને કંઈક સદકહ કરતા રહેતા હતા, કેમ કે સદકહના ફઝાઈલ તેઓની નજર સામે હતા. અને જયારે સદકહનું આ સ્થાન છે તો હદિયા તો એનાથી પણ અફઝલ છે. એવી જ રીતે કર્ઝ આપવાના પણ અનેક ફઝાઈલ છે. ઉદાહરણ તરીકે જે દિવસે કર્ઝની મુહલત પૂરી થઈ જાય તેના પછી જો દેવાદારને તેની આર્થિક ભીંસને કારણે વધારે મુહલત આપવામાં આવે, તકાઝો ન કરવામાં આવે તો પ્રત્યેક દિવસે સદકહનો સવાબ મળે છે.




ફરમાવ્યું – 'મને મારા વિશે નિફાકનો ડર છે.' –મેં કહ્યું કે આ ડર જ ઈમાનની નિશાની છે. (ઈમામ હસન બસરી (રહ.)નો ઈરશાદ છે કે પોતાના ઉપર નિફાકનો ખૌફ મોમિનને જ થાય છે.) પરંતુ જવાનીમાં ખૌફનો ગલબો ઉત્તમ છે અને વૃદ્ધાવસ્થામાં અલ્લાહ પ્રત્યે હુસ્ને ઝન અને ઉમ્મીદનો ગલબો ઉત્તમ છે....મારા શબ્દો સાંભળીને ફરમાવ્યું – 'સાચું છે.'

# ભાગ-૫

હઝરત મવલાના (રહ.)એ ઈન્તિકાલથી બરાબર એક વર્ષ અગાઉ રજબ ૧૩૬૨ હિજરીમાં લખનઉ અને કાનપૂરની એક તબ્લીગી સફર ખેડી હતી. આ આજિઝ (સંપાદક) તે સફરમાં હઝરત (રહ.)ના સાથે હતો. આ ભાગના મલ્ફૂઝાત એ જ સફરમાં સાંભળેલાં છે.




ફરમાવ્યું – તબ્લીગી કામમાં હિસ્સો લેનારાઓ માટે જરૂરી છે કે કુર્આન અને હદીષમાં દીનની તબ્લીગ પર જે અજરો-સવાબના વાયદાઓ કરવામાં આવ્યાં છે અને જે ઈન્આમાતની ખુશખબરી આપવામાં આવી છે તેના પર સંપૂર્ણ યકીન રાખીને એમની જ પ્રાપ્તિની ઉમ્મીદમાં આ કામમાં લાગે. –અને એ બાબત પણ ધ્યાનમાં રાખે કે આપણી આ નગણ્ય કોશિશો દ્વારા અલ્લાહપાક જેટલાં લોકોને દીન પર લગાવી દેશે અને પછી આ સિલસિલાથી જેટલાં લોકો કિયામત સુધી દીન પર આવશે અને તેઓ જે નેક આ'માલ કરશે તો એ તમામના નેક આ'માલનો સવાબ જેટલો એમને મળશે, ઈન્શાઅલ્લાહુ તઆલા, એ તમામ સવાબોના સરવાળા બરાબર અલ્લાહપાક પોતાના વાયદા પ્રમાણે

આપણને પણ અતા ફરમાવશે, એ શરતે કે આપણી નિય્યત ખાલિસ હોય અને આપણું કામ કબૂલ થવાને લાયક હોય.

## ૬૭

ફરમાવ્યું – લોકોને આ કામ તરફ અભિમુખ કરતી વેળા પૂરી વિગત સાથે આ કામમાં લાગવાના ફાયદાઓ અને આખિરતમાં મળનારા અખૂટ અજરો–સવાબ વિશે જણાવવામાં આવે (એ રીતે એનું વર્ણન કરો કે થોડીવાર માટે તો એમની સામે જન્નતનું વાતાવરણ તાદશ થઈ જાય, જેમ કે, કુર્આને મજીદની પદ્ધતિ છે.) ત્યારબાદ ઈન્શાઅલ્લાહ એમના માટે આ વાત આસાન થઈ જશે કે આ કામમાં મશ્ગૂલીના કારણે દુનિયાના કામોમાં નુકસાન કે આંચ આવવાનો જે ડર એમને હશે તેને નઝરઅંદાઝ કરી શકશે.

## ૬૮

ફરમાવ્યું – તબ્લીગી ગશ્ત દરમિયાન અને વિશેષ કરીને કોઈ વાતચીત (દીની વઅઝ)ના સમયે ઝિક્રોફિક્રમાં મશ્ગૂલીની જે તાકીદ કરવામાં આવે છે તેનો ખાસ આશય આ છે કે જે સમયે એક હકીકત કોઈને સમજાવવાની કોશિશ થઈ રહી હોય તે સમયે સંખ્યાબંધ દિલોમાં તે હકીકતનો વિશ્વાસ અને યકીન હોય, તેની અસર બીજાના દિલ ઉપર પડે છે. અલ્લાહ

તઆલાએ ઈન્સાનના દિલમાં અકળ શક્તિઓ મૂકેલી છે, લોકો તેનાથી પરિચિત નથી.



ફરમાવ્યું – શયાતીનની ખોટી અસરોથી બચવા માટે અલ્લાહનો ઝિક્ર અભેદ કિલ્લો છે. માટે જેટલા પ્રમાણમાં ગંદા માહોલમાં તબ્લીગ માટે જવામાં આવે, શયાતીનની દુષ્ટ અસરોથી પોતાની હિફાઝત માટે તેટલા વધુ પ્રમાણમાં અલ્લાહના ઝિક્રનો એહતિમામ કરવામાં આવે.



એક દીની મદ્રસાના તલબાની એક જમાઅતને સંબોધતા સર્વપ્રથમ જ આ સવાલ કર્યો –

''બતાવો, તમે કોણ છો ?'' (પછી પોતે જ જવાબરૂપે ફરમાવ્યું –)

'તમે ખુદા અને ખુદાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મહેમાન છો. મહેમાન જો યજમાનને ઈજા પહોંચાડે તો તેની ઈજા બીજાઓની ઈજા કરતાં વધારે તકલીફદાયક હોય છે. જો તમે તાલિબે ઈલ્મ થઈને ખુદા અને ખુદાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પસંદગીના

કામો ન કરો અને ગલત રસ્તાઓ ઉપર ચાલો તો સમજી લો કે તમે યજમાનને (અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને) સતાવવાવાળા મહેમાન છો.'

## ૭૧

– એ જ તલબાને સંબોધતા ફરમાવ્યું –

'જુઓ, શયતાન ઘણો જ ચાલાક અને યુક્તિબાજ છે. તે મૂલ્યવાન વસ્તુ પર ધારીને ત્રાટકે છે. તમે લોકો દીનનો ઈલ્મ શીખવા માટે પોતાના ઘરોમાંથી નીકળી ગયા તો શયતાન તમને જાહિલ રાખવાની યુક્તિમાં તો નિરાશ થઈ ગયો. એટલા માટે તેણે તમને જાહિલ રાખવાની કોશિશ છોડીને હવે એવું નક્કી કરી લીધું કે તેઓ ભલે ઈલ્મ હાસિલ કરે, પણ કામ મારું કરવા લાગે. – મારી આ તહરીક શયતાનની આ કોશિશના મુકાબલામાં આયોજનબદ્ધ પદ્ધતિ છે, જેનો આશય આ છે કે ખુદાના બંદાઓને શયતાનના રસ્તેથી ઉઠાવીને અલ્લાહના રસ્તે નાંખવામાં આવે અને અલ્લાહના જ કામમાં લગાવી દેવામાં આવે....બતાવો, શું નિર્ણય છે ?

## ૭૨

આ જ ખિતાબના અનુસંધાનમાં ફરમાવ્યું –

''જે લોકોની ખિદમતની જવાબદારીઓ તમારા ઉપર હોય

અને જેમની ઈતાઅત કરવી તમારા માટે જરૂરી હોય એમની ખિદમત અને રાહતનો ઈન્તિઝામ કરીને અને એમને સંતુષ્ટ કરીને આ કામમાં નીકળો, અને નીકળીને એવું વલણ અપનાવો કે દીન પ્રત્યેના તમારા ઉત્સાહમાં તરક્કી દેખીને તમારા વડીલો આ કામમાં તમારા લાગવાથી ન માત્ર એ કે સંતુષ્ટ થઈ જાય, બલકે તમારા લાગવાને જરૂરી માનવા લાગે.




ફરમાવ્યું – દીનના કામોમાં અસલ મકસદ તો માત્ર રઝાએ ઈલાહીની પ્રાપ્તિનો જ હોવો જોઈએ અને દુનિયામાં જે ઈન્આમાત અને બરકતોનો વાયદો કરવામાં આવ્યો છે... જેમ કે, ચેન અને ઈઝઝતની જિંદગી અથવા ધરતી ઉપર ખિલાફત ઇ.ને સત્તાની પ્રાપ્તિ – તે આપણું લક્ષ્ય નથી, બલકે દીનના કામનું સ્વાભાવિક પરિણામ છે. અર્થાત્ આપણે જે કાંઈ કામ કરવું હોય તે કરવું તો જોઈએ માત્ર રઝાએ ઈલાહી અને આખિરતની સફળતા માટે, પરંતુ યકીન રાખવું જોઈએ અલ્લાહ તઆલાના એ વાયદાઓ પર પણ. (બલકે તેના માટે દુઆઓ પણ કરવી જોઈએ, પરંતુ એને પોતાનું લક્ષ્ય ન બનાવવું જોઈએ.)

મવઉદ (દીનના કામ પર અલ્લાહ તઆલા તરફથી કરવામાં આવેલા વાયદાઓ) અને મતલૂબ (દીનના કામથી

મળનાર આખિરતની સફળતા) વચ્ચેના આ તફાવતને એક ઉદાહરણ દ્વારા સારી રીતે સમજી શકાશે. તે એ કે નિકાહનો મકસદ તો બીવી મેળવવાનો અને તેની સાથે શાંતિપૂર્વક જીવન ગાળવાનો હોય છે, પરંતુ પત્નીની સાથે કેટલોક સરસામાન વગેરે પણ આવતો હોય છે, જે ગૌણ વસ્તુ છે. એવો બેવકૂફ શાયદ જ કોઈ હશે, જે શાદી જ દહેજનો સામાન મેળવવા માટે કરે. – અને ધારી લો કે કોઈ એવું કરે અને પત્નીને ખબર પડી જાય કે એણે શાદી મારા માટે નહીં, બલકે મારા સાથે આવેલા દહેજના સામાન માટે કરી છે તો વિચારો, કે પત્નીના દિલમાં એના માટે કેટલી મુહબ્બત રહેશે ?''



ઈન્સાનને અન્ય મખ્લૂકાત પર જે વિશેષતા મળેલી છે તે પૈકીનું એક કારણ વાણીશક્તિ (કુવ્વતે ગોયાઈ) છે. આ તફાવત સારાપણાનો જ પોષક હોવો જોઈએ, પરંતુ તે ક્યારેક દુષ્ટતાનો પોષક બનતો હોય છે. અર્થાત્ જેવી રીતે માણસ ઝુબાનના સારા ઉપયોગને કારણે સારાપણામાં ફરિશ્તાઓથી પણ આગળ વધી જાય છે તેવી જ રીતે ઝુબાનના અણછાજતા ઉપયોગને કારણે દુષ્ટતામાં કૂતરા અને ડુક્કર જેવા પશુઓથી પણ બદતર બની જાય છે. હદીષે પાકમાં છે કે :–

**'લોકોને જહન્નમમાં ઊંધા મોંઢે એમનો બકવાસ**

(વાણી-વિલાસ) જ પહોંચાડશે.'

## ૭૫

એક વેળાની વાત છે. થોડાક દિવસો અગાઉ જ હકીમુલ્ ઉમ્મત હઝરત થાનવી (રહ.)નો ઈન્તિકાલ થયો હતો. હઝરત (રહ.)થી બયઅત થયેલા એક સાહેબ મવલાના ઈલ્યાસ (રહ.)ની ઝિયારત માટે પધાર્યા. આ લખનારે (અર્થાત્ હઝરત મવલાના મન્ઝૂર નોઅમાની સાહેબે) એમનો પરિચય કરાવ્યો. તેના પર હઝરત રહ.એ ફરમાવ્યું :-

"જે હઝરાતના સંબંધોનો વ્યાપ એટલો વિસ્તૃત હોય, જેટલો આપણા હઝરત થાનવી (રહ.)નો હતો, જરૂરી છે કે એમની તઅઝિયત વ્યાપક રીતે થવી જોઈએ. મારી ઈચ્છા છે કે આ સમયે હઝરત થાનવી (રહ.)ના તમામ સંબંધિત સ્નેહીજનોની તઅઝિયત કરવામાં આવે અને આ બાબત ભારપૂર્વક ફેલાવવામાં આવે કે હઝરત રહ.થી અકીદત, મુહબ્બત અને લગાવ માટે, હઝરત રહ.ની બરકતોથી ફાયદો ઉઠાવવા માટે, હઝરત રહ.ના દરજાતની બુલંદીઓ માટે અને હઝરત રહ.ની રૂહની ખુશીમાં વધારો કરવા માટેની સૌથી ઉત્તમ અને નક્કર પદ્ધતિ આ છે કે હઝરત રહ.ના કિંમતી ઉપદેશો પર અમલ કરવામાં આવે અને તેની તબ્લીગ કરવામાં આવે. જેટલા પ્રમાણમાં કોઈ હઝરત (રહ.)ની હિદાયતો

ઉપર ચાલશે તેમ હઝરત (રહ.)ના ઉચ્ચ દરજાતમાં તરક્કી થશે.'

–પછી ફરમાવ્યું–

'આ ઈસાલે સવાબનો સર્વશ્રેષ્ઠ તરીકો છે.'



ફરમાવ્યું – જો કોઈ માણસ પોતાને તબ્લીગી કામને લાયક સમજતો ન હોય તો તેણે હરગિઝ બેસી રહેવું ન જોઈએ. બલકે, તેણે તો કામમાં લાગવાની અને બીજાઓને કામ માટે તૈયાર કરવાની બેવડા ઉત્સાહથી કોશિશ કરવી જોઈએ. કેટલીકવાર એવું બને છે કે કોઈ મોટા ખૈરનું કામ અમુક અપાત્ર લોકોના સિલસિલાથી કોઈ લાયક વ્યક્તિ સુધી પહોંચી જતું હોય છે. પછી તે ખૂબ ફેલાય છે. ત્યારબાદ તેનો અજરો–સવાબ તે અપાત્ર લોકોને પણ પૂરેપૂરો પહોંચી જાય છે, જેઓ આ કામને લાયક માણસ સુધી પહોંચાડવાનો ઝરીયો બન્યા. – માટે પોતાને લાયક ન માનનાર તો આ કામમાં બેવડા ખંતથી લાગવું જરૂરી છે. હું પણ પોતાને, કેમ કે, અ–પાત્ર (ના–અહલ) સમજું છું એટલા માટે આ કામમાં એકાગ્રતાથી મશ્ગૂલ છું કે શાયદ અલ્લાહ તઆલા મારી આ કોશિશથી કામને એની કોઈ લાયક વ્યક્તિ સુધી પહોંચાડી દે અને પછી આ કામનો જે મહાન બદલો અલ્લાહપાકને ત્યાં

હોય તે મને પણ અતા ફરમાવવામાં આવે.



ફરમાવ્યું – હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)એ રિવાયત કરેલી મશહૂર હદીષ છે, **"તમારામાંથી કોઇ જો બુરાઇ થતી જોઈ લે તો તેને પોતાના હાથથી રોકી દે, જો એટલી તાકાત ન હોય તો ઝુબાનથી રોકે અને જો એટલું પણ સામર્થ્ય ન હોય તો પોતાના દિલમાં તેના પ્રત્યે અણગમો મહસૂસ કરે."** – આ હદીષે પાકના છેલ્લા અંશ 'ફ બિ કલ્બિહી' (દિલમાં તે બુરાઈને ધિક્કારે)નું એક સ્વરૂપ અને દરજો આ પણ છે કે બુરાઈઓની નાબૂદી માટે પોતાની આંતરિક શક્તિઓનો ઉપયોગ કરે, એટલે કે હિંમત, નિર્ધાર, મક્કમતા અને એકાગ્રતા જેવી સલાહિયતોને કામે લગાડે.

ત્યાર બાદ આ જ અનુસંધાનમાં ફરમાવ્યું –

ઈમામ અબ્દુલવહહાબ શુઅરાની (રહ.)એ "મકામે કતીબત" (કુતુબનો દરજો) હાસિલ કરવાની એક તદબીર લખી છે, જેનું તાત્પર્ય આ છે કે અલ્લાહની ઝમીન ઉપર જ્યાં જ્યાં જે જે ભલાઈઓ નામશેષ થઈ ગઈ છે એમના વિશે મનન કરે, પછી દિલમાં એ ભલાઈઓના મટવાનું એક દર્દ મહસૂસ કરે અને અલ્લાહ તઆલા સામે અત્યંત કાકલૂદી સહિત એ ભલાઈઓને

પુનઃ જીવંત અને પ્રચલિત કરવાની દુઆ માંગે અને પોતાની આંતરિક શક્તિઓને પણ આ માટે કામે લગાડે. – એવી જ રીતે જ્યાં જ્યાં જે જે ખરાબીઓ ફેલાયેલી છે એ વિશે પણ વિચારે અને પછી તેના ફેલાવને કારણે પોતાના અંદર વ્યગ્રતા અને બેચેની મહસૂસ કરે, પછી સંપૂર્ણ હૃદયભાવ અને આજિઝી સાથે અલ્લાહ તઆલાથી તેની નાબૂદી માટે દુઆ કરે. અને પોતાની મક્કમતા અને ઉત્સાહને પણ એ બુરાઈઓની રોકથામ માટે કામે લગાડે.

ઈમામ અબ્દુલ વહહાબ શુઅરાનીએ લખ્યું છે કે "જે માણસ આ વલણ અપનાવતો રહેશે, તે ઈન્શાઅલ્લાહ પોતાના યુગનો કુતુબ હશે."




ફરમાવ્યું – દરેક મવકા અને અવસરનો અસલી અને સર્વોત્તમ ઝિક્ર આ છે કે તે મવકા (અવસર)ને લગતાં અહકામે ખુદાવંદીની કાળજી રાખવામાં આવે. જેમ કે, કુર્આને હકીમમાં છે – **"લા તુલ્હિકુમ અમ્વાલુકુમ વ લા અવલાદુકુમ અન્ ઝિક્રિલ્લાહિ." (તરજુમો–તમને તમારો માલ અને તમારી અવલાદ અલ્લાહ તઆલાના ઝિક્રથી રોકી ન દે.)** તો જે માણસ અવલાદ સાથેના વર્તાવમાં અને ખરીદ–વેચાણ જેવાં વ્યવહારોમાં અહકામે ખુદાવંદીનું પાલન કરે છે તે આ મશગલાઓમાં શામિલ થતી વેળા પણ

અલ્લાહનો ઝિક્ર કરનાર ગણાશે.

## ૭૯

ફરમાવ્યું – જન્નત નમ્ર અને નિરભિમાની માણસો માટે જ છે. માણસમાં જો ઘમંડનો કોઈ અંશ હશે તો પહેલાં એને જહન્નમમાં નાંખીને બાળવામાં આવશે. જ્યારે ખાલિસ નમ્રતા બાકી રહી જશે ત્યારે તે જન્નતમાં જશે.

## ૮૦

ફરમાવ્યું – આપણા બુઝુર્ગોએ એવા લોકોને સૂફિયાએ કિરામની કિતાબોના અભ્યાસથી રોકયા છે, જેઓ સાલિક ન હોય, એટલે કે કોઈ અલ્લાહના વલીની તરબિયત હેઠળ ન હોય. હા, જે સાલિક કોઈ આધારભૂત શૈખની દેખરેખ હેઠળ હોય તે અભ્યાસ કરે તો વાંધાજનક નથી.

## ૮૧

મવલાના મર્હૂમે લખનૌની આ જ સફરમાં એક મશહૂર આલિમે દીનને પણ જમાઅત સાથે લખનૌ પધારવાની દઅવત આપી હતી. તે, મવલાનાની દઅવતને માન આપીને પધાર્યા. મવલાના (રહ.)એ એક મવકા પર એમને ફરમાવ્યું–

"હઝરત ! મેં આપને વઅઝ કે તકરીર માટે તકલીફ નથી આપી. અમારા આ કામમાં વઅઝ અને તકરીર તો માત્ર ગૌણ બાબત છે. આપ જેવાં હઝરાતને હું સફરની તકલીફ માત્ર એટલા માટે આપું છું કે પોતાની જગા ઉપર અને પોતાના મશગલાઓમાં રહીને તો મારા આ કામને સમજવાની આપ હઝરાતને મુહલત નથી મળી શકતી, પરંતુ જયારે સફરને કારણે આપ પોતાના મશગલાઓથી અલગ થઈ જાઓ છો તો તેના કારણે આપને આ કામના પ્રત્યક્ષ નિરીક્ષણની તક મળે છે અને તેના વિશે મનન-મંથન પણ કરી શકો છો.




ફરમાવ્યું – લોકોને તરગીબ આપો કે તેઓ દીન શીખવા-શીખવવા અને તેને ફેલાવવા માટે પોતાના ખર્ચે નીકળે. જો તેમનામાં બિલકુલ નાણાકીય શક્તિ ન હોય અથવા તેઓ આટલી કુરબાની માટે તૈયાર ન હોય તો પછી શક્ય હોય ત્યાં સુધી એમના જ માહોલમાંથી તે માટેનો ઈન્તિઝામ કરો, અને જો આ પણ શક્ય ન હોય તો અન્ય જગાએથી તે માટેની સગવડ કરો. પરંતુ, આ વાત બરાબર ધ્યાનમાં રહે કે આમ કરવાથી તેમની નજર અલ્લાહ તઆલાથી હટીને બંદાઓ તરફ કેન્દ્રિત ન થવા પામે. કેમ કે, આ વસ્તુ ઈમાનની જડોને ખોખલી કરી દેનારી છે.

વળી, આ નીકળવાવાળાઓને એ વાત પણ સારી રીતે સમજાવી દેવામાં આવે કે આ રસ્તામાં તકલીફો, ભૂખ, તરસ વગેરે આવી પડે તો તેને અલ્લાહની રહમત સમજે, આ રસ્તામાં આવતી તકલીફો તો હઝરાતે અમ્બિયાએ કિરામ (અલયહિમુસ્સલામ), સિદીકીન અને મુકર્રબીનનો ખોરાક છે.

૮૩

ફરમાવ્યું – દોસ્તો ! હજુ કામ કરવાનો સમય અને તક છે. ટૂંક સમયમાં જ દીન સામે બે ઝબરદસ્ત ખતરાઓ ઊભા થશે : (૧) શુદ્ધિ ચળવળ (તે ચળવળ, જે શ્રદ્ધાનંદે ઈસ્લામ સ્વીકારનારા હિંદુઓને પુનઃ હિંદુ બનાવવા માટે ઉપાડી હતી)ની જેમ કુફ્રની તબ્લીગ, જે જાહિલ મુસલમાનોમાં થશે, (૨) અને બીજો ખતરો છે નાસ્તિકતા અને નિરઈશ્વરવાદ (ઈલ્હાદ)નો, જે પશ્ચિમી સામ્રાજ્યવાદ અને રાજનીતિના સાથે સાથે આવી રહ્યો છે. આ બંને ગુમરાહીઓ તોફાની પૂરની જેમ ઊમટી પડશે. જે કાંઈ કરવું હોય તે એના પહેલાં પહેલાં કરી લો.

૮૪

ફરમાવ્યું – દીનની ઉમૂમી તઅલીમ અને તરબિયતની

જે પદ્ધતિ અમે અમારી આ ચળવળ દ્વારા પ્રચલિત કરવા માગીએ છીએ, માત્ર તે જ પદ્ધતિ હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક ઝમાનામાં પ્રચલિત હતી અને આ જ ઢબે તે સમયે આ ા તોર પર દીન શીખવા–શીખવવામાં આવતો હતો. પછીના યુગમાં જે અન્ય તરીકાઓ આ સિલસિલામાં શરૂ થયા– જેમ કે, પુસ્તકોનું લેખન અને સંપાદન, કિતાબી તઅલીમ વગેરે – તો આ તરીકાઓની જરૂરત સંજોગોએ પેદા કરી, પરંતુ હવે લોકો ફક્ત તેને જ અસલ સમજી બેઠા છે અને હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઝમાનાની પદ્ધતિને બિલકુલ ભુલાવી દેવામાં આવી છે. હાલાં કે, અસલ પદ્ધતિ તે જ છે અને ઉમૂમી ધોરણે તઅલીમ અને તરબિયત આ જ પદ્ધતિ વડે આપી શકાય છે.




ફરમાવ્યું – મારે જ્યારે પણ મેવાત જવાનું થાય છે તો હંમેશા અહલે ઝિક્ર અને નેક લોકોના મજમઅ (જમાઅત)ની સાથે જઉં છું. તે છતાં અવામ સાથે હળવામળવાને કારણે દિલની કેફિયત એટલી બધી બદલાઈ જાય છે કે જ્યાં સુધી એઅ્તિકાફના ઝરીયે તેને ગુસલ ન આપું અથવા થોડાક દિવસ માટે સહારનપુર અને રાયપુરના ખાસ મજમઅ અને ખાસ માહોલમાં ન રહું ત્યાં સુધી દિલ એની અસલી કેફિયત

પર પાછું નથી આવતું.

બીજાઓથી પણ ક્યારેક ક્યારેક ફરમાવ્યા કરતા હતા કે – દીનનું કામ કરનારાઓ માટે જરૂરી છે કે ગશ્ત અને લોકો સાથેના મેળમેળાપની સ્વાભાવિક અસરોને એકાંતના ઝિક્ર–ફિક્ર વડે ધોતાં રહે.




ફરમાવ્યું – અમારી આ તહરીકમાં કામ કરનારાઓએ ત્રણ પ્રકારના તબકાઓમાં ત્રણ જ હેતુઓ માટે ખુસૂસિયતથી જવું જોઈએ.

(૧) ઉલમા અને સુલહાની ખિદમતમાં દીન શીખવા માટે અને દીનની ઉમદા અસરો લેવા માટે.

(૨) પોતાનાથી નીચા દરજાના લોકોમાં દીની વાતોને ફેલાવવાના ઝરીયે પોતાની સુધારણા અને પોતાના ઈમાનમાં મજબૂતી હાસિલ કરવા માટે.

(૩) જુદા જુદા વર્ગોમાં એમની જુદી જુદી ખૂબીઓ મેળવવા માટે.




એક દિવસે દુઆ કરતાં ફરમાવ્યું –

'હે અલ્લાહ ! કાફિરો પર તારા બંદા હોવાની રૂએ જે દયાભાવ અને લાગણી અમારામાં હોવાં જોઈએ અને તેના કારણે તેમના જે હુકૂક અમારા ઉપર જરૂરી ઠરતાં હોય એ હુકૂકની અદાયગીની તવફીકની સાથે એમના કુફ્ર પ્રત્યે અમારા દિલોમાં ભારોભાર નફરત અને અણગમો પેદા કર.''




ફરમાવ્યું – ઉલમાએ કિરામ અને નેક લોકોને આ કામમાં સાથે કરવાની અને તેમને રાજી અને સંતુષ્ટ કરવાની ફિકર વધારેમાં વધારે કરવી જોઈએ. અને જયાં એમનો ઈખ્તિલાફ અને અણગમો જણાય ત્યાં એમને મઅઝૂર ગણવા માટે એમના હકમાં યોગ્ય તા'વીલ કરવી જોઈએ. અને તેમની ખિદમતમાં દીની ફાયદો અને બરકતોની પ્રાપ્તિની નિય્યતથી હાજરી આપતાં રહેવું જોઈએ.




ફરમાવ્યું – દિલમાં ઈસ્લામી ભાવનાનો અંશ માત્ર હોય તો પણ અલ્લાહને ત્યાં એની કદર અને કિંમત છે, ભલેને આ ઈસ્લામી ભાવના સાથે બુરાઈઓ પણ મળેલી હોય. આ જ તો કારણ છે કે ગુનેહગાર અને ફાજિર મુઅમિન પણ આખરે કોઈ ને કોઈ સમયે બખ્શી દેવામાં આવશે. માટે આપણા માટે જરૂરી છે

કે નિમ્ન દરજાના મુઅમિનની પણ કદર કરે અને તેને પોતાનો દીની ભાઈ સમજે અને તે જ હેસિયતથી એનાથી વ્યવહાર કરે અને તેની જિંદગીમાં જે દુરાચારો તથા બુરાઈઓ હોય તેના માટે પોતાની જાતને પણ જવાબદાર સમજે. કેમ કે, આપણી ગફલત અને નિષ્ક્રિયતાનું જ આ પરિણામ છે.




ફરમાવ્યું – અમારું કામ દીનનું બુનિયાદી કામ છે અને અમારી તહરીક હકીકતમાં તો ઈમાનની તહરીક છે. આજકાલ સર્વસાધારણ રીતે જે સામૂહિક અને સંસ્થાકીય એવાં સામાજિક કામો થાય છે તેના કાર્યકર્તાઓ ઈમાનરૂપી પાયાને પાકો સમજીને તેના ઉપરની તઅમીરનું કામ કરી રહ્યા છે અને ઉપરના બાંધકામને જરૂરી સમજે છે અને અમારી દષ્ટિએ ઉમ્મતની સર્વપ્રથમ જરૂરત આ જ છે કે દરેકના દિલમાં પહેલાં ઈમાનની રોશની પહોંચી જાય.




ફરમાવ્યું – અમારી દષ્ટિએ આજે ઉમ્મતની અસલ બિમારી આ છે કે દીનની તલબ અને મહત્ત્વથી એમના દિલો ખાલી છે. જો દિલોમાં દીનની તલબ અને મહત્ત્વ પેદા થઈ જાય તો ઈસ્લામિયત જોતજોતામાં સમૃદ્ધ અને સદ્ધર થઈ જાય.

આ તહરીક (તબ્લીગના કામ)નો અસલ મકસદ આ વખતે દીનની તલબ અને મહત્ત્વ ઉમ્મતના દિલોમાં પેદા કરવાનો છે, ન કે માત્ર કલિમહ અને નમાઝની સુધારણા અને તલ્કીન.




ફરમાવ્યું – અમારા કામના તરીકામાં દીન માટે જમાઅતોની શકલમાં ઘરોથી દૂર નીકળવાને ઘણું જ મહત્ત્વ પ્રાપ્ત છે. તેનો ખાસ ફાયદો આ છે કે માણસ તેના કારણે પોતાના રોજિંદા અને બંધિયાર માહોલમાંથી નીકળીને એક નવા ઉમદા અને ક્રાંતિકારી માહોલમાં આવી જાય છે, જેના કારણે એના દીની વિકાસની પૂરેપૂરી તક રહે છે. વળી, આ સફરમાં હિજરતના કારણે જે જાત–જાતની તકલીફો ઉઠાવવી પડતી હોય છે અને દર–બ–દર ફરીને અલ્લાહ તઆલાના માટે જે ઝિલ્લત સહન કરવી પડતી હોય છે તેના કારણે અલ્લાહ તઆલાની રહમત બંદા તરફ વિશેષરૂપે આકૃષ્ટ થઈ જાય છે.

**"જેઓ અમારા માર્ગમાં સંઘર્ષ કરે છે તેઓને અમે અમારા રસ્તાઓ તરફ દોરી જઈએ છીએ."** (કુર્આન : સૂરએ અનકબૂત)

એટલા માટે આ સફર અને હિજરતનો સમયગાળો જેટલો લાંબો હશે તેટલા જ પ્રમાણમાં ફાયદાકારક હશે.

## ૯૩

ફરમાવ્યું – આ સફર ગઝવાત અને જિહાદના સફરની જ વિશેષતાઓ પોતાની અંદર ધરાવે છે. અને એટલા માટે ઉમ્મીદ પણ તેવા જ અજની છે. આ જો કે 'કિતાલ' નથી, પરંતુ જિહાદનો જ એક ભાગ જરૂર છે, જે અમુક કારણોસર જો કે 'કિતાલ'થી કમતર છે, પરંતુ અમુક કારણોસર એનાથી પણ ઉચ્ચ છે., દાખલા તરીકે, કિતાલમાં ગુસ્સાનું શમન અને ક્રોધની જવાળાઓને બૂઝાવવાની સૂરત પણ છે અને અહીંયા (તબ્લીગી કામમાં) અલ્લાહના માટે ગુસ્સાને પી જવાનો હોય છે અને તેના દીન માટે લોકોની ખુશામત કરીને પોતાના સ્વમાનને રગદોળવાનું હોય છે.

## ૯૪

ફરમાવ્યું – આ તહરીક ઘણા મોટા પ્રકારની રિયાઝત (આત્મ કેળવણી માટેનો સંઘર્ષ) છે. અફસોસ ! લોકો તેની હકીકતને સમજતા નથી.

## ૯૫

ફરમાવ્યું – જે લોકો અમારી આ તબ્લીગનું કામ અને પદ્ધતિ શીખવા માટે હઝરત નિઝામુદ્દીન (મરકઝ)માં આવવા

ઈચ્છે તેઓને કેટલીક વાતો પહેલાંથી જ બરાબર સમજાવી દેવામાં આવે :

(૧) વધુમાં વધુ સમય કાઢીને આવે,

(૨) એક-બે વેળા આવી જવાને પૂરતું ન સમજી લે, બલકે, સતત મુલાકાત લેતા રહે,

(૩) એવા ઈરાદાથી આવે કે મરકઝ ઉપર જઈને બેસી રહેવાનું નથી, બલકે દીનના કામ માટે સૂચના અને મશ્વરા અનુસાર ઠેકઠેકાણે જવાનું રહેશે. જો કે, આ સમયગાળા દરમિયાન ક્યારેક ક્યારેક મરકઝ ઉપર પણ રોકાવાનું રહેશે.

(૪) આ વાત પણ તેમને સારી રીતે સમજાવી દેવામાં આવે કે જયારે એમના કેટલાંક સાથીઓ વાપસીનો ઈરાદો કરવા લાગે અને એમની દેખાદેખીમાં આ હઝરાતના દિલોમાં પણ વાપસીની ઈચ્છા પેદા થવા લાગે તો આવા સમયે પોતાની મરજી પર ન ચાલતાં હિંમત સાથે કામમાં રચ્યાપચ્યા રહેવાનો અજ બેહિસાબ છે અને આ મક્કમ હઝરાતનું ઉદાહરણ તે મુજાહિદીન જેવું છે, જેઓ એવા સમયે મયદાને જિહાદમાં અડગ રહ્યા, જયારે કે એમની આસપાસના લોકો ભાગદોડ કરી રહ્યા હોય.

(૫) આ પણ બતાવી દેવામાં આવે કે આ રસ્તામાં અનેક સંકટો અને અણગમતી બાબતો સામે આવશે અને આખિરતમાં અજ આવા સંજોગોમાં સબ્ર કરવાને કારણે જ મળશે.

# ભાગ-૬

## ૯૬

ફરમાવ્યું – ક્યારેક–ક્યારેક શાંતચિત્તે બેસીને વિચારવું જોઈએ કે મારી પહોંચ અને પ્રભાવ ક્યાં ક્યાં છે ? અને ક્યાં ક્યાં મારી દીની કોશિશો પરિણામદાયી નીવડી શકે છે ? પછી વિચારવું જોઈએ કે ત્યાં આ દીની દઅવતને ફેલાવવાના ઉપાયો શું છે ? કેવી પદ્ધતિ અપનાવવી જોઈએ અને ત્યાં આપણો નિઝામે અમલ (કાર્ય વ્યવસ્થા) કેવો હોવો જોઈએ ?

– ત્યાર બાદ આ રૂપરેખા મુજબ અલ્લાહ તઆલા પર ભરોસો રાખીને કામ શરૂ કરી દેવું જોઈએ.

## ૯૭

ફરમાવ્યું – જે જે હઝરાતના બારામાં એવું લાગે કે તેમને આ કામ તરફ અભિમુખ કરવા ત્યાં સુધી શક્ય નથી જ્યાં સુધી એક મુદ્દત સુધી એમની ખિદમત કરીને એમની સાથે તાદાત્મ્ય અને આત્મીયતા કેળવવામાં ન આવે, તો પછી તેમની ખિદમત જ કરવી જોઈએ; પરંતુ આ ખિદમત પણ

એવી જ નિય્યતથી કરવામાં આવે કે તેઓ અલ્લાહના કામમાં લાગી જાય. અને ઉમ્મીદની સાથે અલ્લાહ તઆલાથી દુઆઓ પણ કરતાં રહેવું જોઈએ.




ફરમાવ્યું – કેટલાંક હઝરાતને અમારી આ દઅવતે ઈમાનની બારીકીઓ અને ઊંડાઈઓની જાણકારી ન હોવાને કારણે આ કામથી લગાવ નથી અને તેઓ દીનના કેટલાંક એવાં અહકામ અને મસાઈલના પ્રચાર–પ્રસારને વધારે મહત્ત્વપૂર્ણ સમજે છે, જેમાં મુસલમાનોથી ગંભીર ભૂલો થઈ રહી છે. જેમ કે,...........સાહેબ અને તેમના સાથીઓની દષ્ટિએ શરીઅતનાં કેટલાંક ખાસ અહકામનો પ્રચાર–પ્રસાર અને કેટલાંક કુરિવાજોની નાબૂદીનું કામ ઘણું જ મહત્ત્વ ધરાવે છે. – તો આ પ્રકારની વિચારસરણી ધરાવતા હઝરત સાથે તરીક–એ–અમલ આ હોવો જોઈએ કે મેવાતમાં આ અહકામ અને મસાઈલના પ્રસાર અને કુરિવાજોની નાબૂદીના કામ માટે એમને જ ઉઠાવવામાં આવે. હજુ સુધી મેવાતમાં વારસાની વહેંચણીની બાબતમાં પણ ઘણી કોતાહી જોવા મળે છે. શરીઅતના માર્ગદર્શન મુજબ વારસાની વહેંચણી કરવાનો રિવાજ બહુ ઓછો છે. એવી જ રીતે બીજી પણ અનેક ખોટી રસમો પ્રચલિત છે. દાખલા તરીકે ગોથ (ગામનું નામ)માં

હજુ સુધી નિકાહનો રિવાજ અમલમાં નથી.

તો......સાહેબ અને તેમના અનુયાયીઓને મેવાતમાં આ જ અહકામના પ્રચાર–પ્રસાર માટે ઉઠાવવામાં આવે, અને એમને બતાવવામાં આવે કે મેવાતી લોકો આ તબ્લીગી દઅવતથી એક હદ સુધી જોડાઈ ગયા છે. એથી જો આપ હઝરાત એમના તબ્લીગી કામની થોડી ઘણી પણ સરપરસ્તી ફરમાવી લેશો તો પછી ઈન્શાઅલ્લાહ આપને મસાઈલની તબ્લીગ અને સમાજ સુધારણાના કામમાં આ કારણે ઘણી મદદ મળશે અને ઘણી જ સરળતાઓ થઈ જશે.

– આ રીતે આ હઝરતને તબ્લીગી ચળવળની ગહરાઈઓ, હેતુઓ અને રહસ્યો સમજવાની અને તેના પ્રભાવ (પરિણામો)નું જાત–નિરીક્ષણ કરવાની પણ તક મળી જશે. અને પછી ઈન્શાઅલ્લાહ તેઓ આ તરફ પણ ધ્યાન આપવા માંડશે.




ફરમાવ્યું – જો હું કોઈ તબીબને પણ સારવાર માટે બોલાવું છું તો હકીકતમાં તબ્લીગી કામને નજર સામે રાખીને બોલાવું છું. અને તેને અલ્લાહના કામમાં લગાવવાની નિય્યતથી બોલાવું છું. એટલા માટે માત્ર તે ડોકટરોને જ

બોલાવવાની ઈજાઝત આપું છું, જેમનાથી આ દીની દઅવતના સિલસિલામાં કોઈ અપેક્ષા અને ઉમ્મીદ હોય.




ફરમાવ્યું – હું મારી તંદુરસ્તીની સુરક્ષા અને જિંદગીની બકા માટે ઊભાં રહીને નમાઝ પઢવાને બદલે બેઠાં-બેઠાં નમાઝ પઢવાને તો જાઈઝ સમજું છું, પરંતુ આ દીની કામની તુલનામાં જિંદગીની બકાના ખ્યાલને મુકદ્દમ નથી સમજતો.




ફરમાવ્યું – આપણી આ દઅવત અને તબ્લીગનો એક ઘણો જ અગત્યનો ઉસૂલ આ છે કે ઉમૂમી બયાનમાં તો ઉગ્રતા સહિત વાત કરવામાં આવે, પરંતુ ખુસૂસી વાતચીતમાં અત્યંત નરમી દાખવવામાં આવે. બલકે, જ્યાં સુધી શક્ય હોય ત્યાં સુધી લોકોની ઈસ્લાહના માટે ઉમૂમી વાતચીત જ કરવામાં આવે, અહીં સુધી કે જો પોતાના કોઈ ખાસ સાથીની કોઈ ભૂલ જણાઈ આવે તો બને ત્યાં સુધી એની ઈસ્લાહની કોશિશ પણ ઉમૂમી ખિતાબના અંતર્ગત જ કરવામાં આવે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો આમ તરીકો પણ આ જ હતો કે ખાસ માણસોની ભૂલચૂક પર ચેતવવા માટે "લોકોને શું થઈ ગયું છે ?" એવો ઉમૂમી વાક્યપ્રયોગ ફરમાવતા હતા.

– અને જો ખુસૂસી વાતચીત જરૂરી જ લાગે તો નરમી અને મુહબ્બતની સાથે સાથે એ વાતનો પણ ખાસ ખ્યાલ રાખવામાં આવે કે ભૂલ પર તાત્કાલિક ટોકવામાં ન આવે. કેમ કે, આ સૂરતમાં મોટાભાગના લોકોનો નફસ દલીલબાજી અને વાદવિવાદ ઉપર આવી જાય છે. માટે એ સમયને તો ટાળી દેવામાં આવે અને પછી યોગ્ય સમયે ખુલૂસ અને મુહબ્બત સહિત તેને એની ભૂલ વિશે સમજાવવામાં આવે.




ફરમાવ્યું – આ તહરીક દ્વારા અમે દરેક જગાના ઉલમાએ કિરામ, અહલે દીન અને દુનિયાદારોમાં મેળમેળાપ અને એકરૂપતા પેદા કરાવવા માંગીએ છીએ. સાથે સાથે ખુદ ઉલમાએ કિરામ અને અહલે દીનના જુદા જુદા વર્ગોમાં સદભાવ, સહયોગભાવના, એકરૂપતા અને ઓળખ પેદા કરવી એ આ સિલસિલામાં અમારી નજર હેઠળ, બલકે અમારા મહત્ત્વપૂર્ણ હેતુઓમાંથી છે. અને આ દીની દઅવત જ ઈન્શાઅલ્લાહ તેનો વસીલો અને માધ્યમ બનશે. વ્યક્તિઓ અને જમાઅતોમાં મતભેદો મકાસિદ (હેતુઓ)ની ભિન્નતાને કારણે તો ઊભાં થતાં હોય છે. અમે મુસલમાનોના તમામ વર્ગોને દીનના કામમાં લગાવવાની અને દીનની મેહનતને એમનો સર્વોચ્ચ મકસદ બનાવવાની કોશિશ એવી રીતે કરવા

ઈચ્છીએ છીએ કે એમના હેતુઓ અને કાર્યપદ્ધતિ વચ્ચે એકરૂપતા પેદા થઈ જાય. માત્ર આ જ વસ્તુ નફરતોને મુહબ્બતોથી બદલી શકે છે. – જરા વિચારો કે બે માણસોમાં સુલહ (સમાધાન) કરાવવાનો કેટલો મોટો અજ્ર છે ! તો પછી ઉમ્મતના જુદા જુદા જૂથો અને વર્ગો વચ્ચે સમાધાનની કોશિશોનો જે અજ્ર હશે તેનો કોઈ ક્યાંથી અંદાઝ લગાવી શકે છે ?




ફરમાવ્યું – અમારા આ કામને સમજવા અને શીખવા માટેની સહીહ તરતીબ આ છે કે પહેલાં અહીંયા (હઝરત નિઝામુદીન–મરકઝ) આવીને થોડાંક દિવસ રોકાણ કરવામાં આવે અને અહીંના પુરાના કાર્યકર્તાઓથી ચર્ચા કરવામાં આવે અને માત્ર મારી મુલાકાતનો અને મારા સાથે વાતચીતનો દુરાગ્રહ ન રાખવામાં આવે. હા, જે સમયે હું પોતે કંઈક કહું એને સાંભળી લેવામાં આવે અને અહીંના આસપાસના સ્થળોએ કામ કરવા માટે પણ નીકળવામાં આવે, એટલે કે રોજ–બ–રોજના ગશ્તમાં ભાગ લેવામાં આવે, પછી થોડાંક દિવસો માટે મેવાત જઈને કામનો મહાવરો કરવામાં આવે. એ પછી પોતાની જગા પર જઈને કામ કરવામાં આવે.

## ૧૦૪

ફરમાવ્યું – એક જરૂરત આ છે કે તબ્લીગના કામ સાથે જોડાયેલા કાર્યકરોનો અહીંયા એવો મિશ્ર સમૂહ રહે, જેમાં દરેક વર્ગના અને દરેક પ્રકારના લોકો હોય. ઉલમાએ કિરામ પણ હોય, ઝિક્રવાળાઓ પણ હોય, ઉચ્ચ શિક્ષણ અને આધુનિક કેળવણી પ્રાપ્ત લોકો પણ હોય, ઉદ્યોગપતિઓ–વેપારીઓ પણ હોય, સામાન્ય ગરીબ વર્ગ પણ હોય, એનાથી આપણા કામના તરીકાને સમજવામાં અને વ્યવહારમાં તેના પર કાબૂ મેળવવામાં ઘણી મદદ મળશે અને આપણે જુદાં જુદાં વર્ગો વચ્ચે જે સંકલન અને સહકાર ઈચ્છીએ છીએ તેની બુનિયાદ પણ ઈન્શાઅલ્લાહ એનાથી પડી જશે.

## ૧૦૫

ફરમાવ્યું – આપણી આ ચળવળમાં નિય્યતની સુધારણાના એહતિમામને ઘણું જ મહત્ત્વ પ્રાપ્ત છે. આ કામમાં લાગેલાઓની નજર સામે માત્ર અલ્લાહ તઆલાના હુકમનું પાલન અને તેની પ્રસન્નતાની તલાશ હોય. જેટલા પ્રમાણમાં આ અંગે બંદો મજબૂત અને નિખાલસ હશે તેટલા પ્રમાણમાં અજ્ર વધારે મળશે. એટલા માટે આ એક સાર્વત્રિક કાનૂન છે કે જ્યારે દીનના માટે કુરબાનીઓ આપવાના

ફાયદાઓ અને મસ્લિહતો સ્પષ્ટ રીતે આંખો સામે આવી જાય તો અજ઼ ઘટી જાય છે. કેમ કે પછી સ્વાભાવિક રીતે જ તે મસ્લિહતોની પ્રાપ્તિ પણ એક મકસદ બની જાય છે. જુઓ, ફત્હે–મક્કાથી પહેલાં જાન–માલની કુરબાનીઓનો જે અજ઼ હતો તે પછીથી ન રહ્યો, કેમ કે ફત્હે મક્કા પછી ગલબા અને હુકૂમતની સૂરત નજરો સમક્ષ આવી ગઈ. કુર્આને કરીમમાં ઈરશાદ છે :–

**"તમારામાંથી કોઇ એમની બરાબર નથી થઇ શકતાં, જેઓએ ફત્હે મક્કાથી પહેલાં અલ્લાહના રસ્તામાં માલ ખર્ચ્યો અને લડયાં. તેઓનો દરજો ફત્હે મક્કા પછી ખર્ચ કરનારાઓ અને લડનારાઓથી ઊંચો છે અને દરેકથી અલ્લાહ તઆલાનો ભલો વાયદો છે."**




દઅવત અને તબ્લીગમાં આરંભથી જ કાર્યરત્ એવા બે મુખ્લિસ મેવાતીઓ તરફ ઈશારો કરતાં એક દિવસ હઝરત (રહ.)એ ફરમાવ્યું –

આ કામની નિસ્બત મારા તરફ થઈ ગઈ છે. બાકી હકીકતમાં તો એના કરવાવાળા આ લોકો છે. હું ચાહું છું કે

જે લોકો આ કામના કારણે જ મારાથી મુહબ્બત રાખે છે તેઓ પોતાની મુહબ્બતનું રુખ આ લોકોની તરફ કરે, ભલેને દિલો પર આ માટે ગમે તેટલો બોજ પડે. એમનાથી મુહબ્બત અને એમની ખિદમત કબૂલિયતનો ઝરીયો છે.




આ જ અનુસંધાનમાં ફરમાવ્યું – આ હઝરાતના મારા પર મોટાં હુકૂક છે. હું એમના હુકૂક અદા નથી કરી શક્યો. મારા સ્નેહીઓ એમના હુકૂક અદા કરવાની ચીવટ રાખે.




ફરમાવ્યું – દીન માટેની જદો–જહદમાં અલ્લાહ તઆલાની રઝામંદી અને રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખુશનૂદીનું મળી જવું એ જ સાચા અને નિખાલસ મોમિનીન માટે સાચી મૂડી છે. અને સત્તા, ધન, દવલત વગેરે જ્યારે હાથમાં આવે ત્યારે એમાં ગરીબ, નિરાધાર અને પીડિતોનો સર્વપ્રથમ ખ્યાલ કરવામાં આવે છે. આ જ ઉસૂલ પર હું કહું છું કે જે લોકોએ આપણા કામની હકીકતને હજુ સુધી સમજી નથી અને એ કારણે એમને આ કામ પ્રત્યે લગાવ પેદા નથી થયો તેઓને બોલાવવામાં આવે તો એમના સફર–ખર્ચની પણ ફિકર કરવામાં આવે અને એમની ખિદમત

અને ચાકરી માટે પણ પોતાનાથી શકય હોય એટલો એહતિમામ કરવામાં આવે. અને જે મુખ્લિસીન કામની હકીકતને સમજીને એમાં મશગૂલ થઈ ગયા છે એમના માટે આ બાબતોની ફિકર રાખવાની જરૂરત નથી.

## ૧૦૯

ફરમાવ્યું – આજકાલ દીનની બાબતમાં આ ગેરસમજ ઘણી જ વ્યાપક બની ચૂકી છે કે સાધનો (ઝરીયાઓ)ને સાધ્ય (મકાસિદ)નું સ્થાન આપી દેવામાં આવે છે, જો મનન કરવામાં આવે તો જણાશે કે દીનના તમામ વિભાગોમાં આ ગેરસમજ ફેલાઈ ગઈ છે અને હજારો દૂષણોની તે જડ છે.

## ૧૧૦

ફરમાવ્યું – **"નિઃશંક, સાઈલનો તમારા ઉપર હક છે, ભલે ને તે ઘોડા ઉપર સવાર થઈને આવે."** – આ હદીષે પાકનો ભાવાર્થ સમજવામાં વ્યાપક રીતે એક ભ્રમ ફેલાયેલો છે. એવું સમજવામાં આવે છે કે સાઈલ ભલે ગમે તેવો અને ગમે તેવી હાલતનો હોય, તેની માંગણી પૂરી કરવી જ જોઈએ. – આ સમજ ખોટી છે. આ હદીષે પાકનું તાત્પર્ય માત્ર આ છે કે સાઈલનો તમારા ઉપર હક છે, તેની સાથે હમદર્દીભર્યો અને સહાનુભૂતિપૂર્ણ

વ્યવહાર કરો, ઘમંડ અને ઉદ્ધતાઈથી ન વર્તો.

– હવે આ હમદર્દી ક્યારેક આ પ્રકારે હશે કે સાઈલની માંગ પૂરી કરી દેવામાં આવે અને ક્યારેક સહાનુભૂતિનો તકાઝો આ હશે કે તેને સવાલની ઝિલ્લતથી બચવાની નસીહત કરવામાં આવે અને આજીવિકા (રોજીરોટી) મેળવવા માટેના કોઈ યોગ્ય માર્ગ વિશે એને માર્ગદર્શન આપવામાં આવે અને આ માટે મવકા અનુસાર એને મદદરૂપ થવામાં આવે, જેમ કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કેટલાંક સાઈલો સાથે આ મુજબનો વ્યવહાર કર્યો. અહીં સુધી કે એક સાઈલનો જમવાનો પ્યાલો સુદ્ધાં લીલામ દ્વારા વેચીને એની રકમથી કુહાડી ખરીદાવડાવી અને ફરમાવ્યું, "જંગલમાંથી લાકડાં કાપીને લાવો અને બાળકોનું તથા પોતાનું ગુજરાન ચલાવો."

–અર્થાત્ જો સાઈલ અપંગ અને અશક્ત ન હોય, બલકે પોતાના ગુજરાન માટે કંઈક કરી શકે એટલો શક્તિમાન હોય તો એનો હક આ જ છે કે હિકમત સહિત તેને સવાલની ઝિલ્લતથી બચાવવામાં આવે અને કોઈ કામધંધે લગાવવાની કોશિશ કરવામાં આવે.

આ જ વિષયના અનુસંધાનમાં ફરમાવ્યું – હદીષે પાકના શબ્દોનો ભાવાર્થ જો હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરીક–એ–અમલની રોશનીમાં સમજવાની કોશિશ કરવામાં આવે તો ઈન્શાઅલ્લાહ ક્યારેય ગેરસમજ ન થાય.

# ભાગ-૭

## ૧૧૧

ફરમાવ્યું – અમ્બિયાએ કિરામ (અલયહિમુસ્સલામ) બિલકુલ માસૂમ (ગુનાહોથી પાક) અને મહફૂઝ છે અને જ્ઞાન તથા માર્ગદર્શન સીધું જ અલ્લાહ તઆલાથી હાસિલ કરે છે, પરંતુ જ્યારે આ ખુદાદત્ત જ્ઞાન અને સત્યની તબ્લીગ માટે દરેક પ્રકારના લોકો સાથે મેળમેળાપ, સંપર્ક અને અવરજવર થાય છે તો એમના મુબારક અને મુનવ્વર કુલૂબ ઉપર પણ જનસાધારણની અશુદ્ધ ભાવનાઓની અસર પડે છે* અને પછી એકાંતના ઝિક્ર–ઈબાદત વડે તેઓ આ અશુદ્ધિઓને સાફ કરે છે.

ફરમાવ્યું – સૂરએ મુઝ્ઝમ્મિલમાં હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને તહજ્જુદનો હુકમ આપતાં જે એમ ફ઼રમાવવામાં આવ્યું છે કે **"નિઃશંક, દિવસભર દીન માટે તમારે ઘણી જ દોડધામ રહે છે"** તેમાં

---

*હઝરત (રહ.)ના આ ખ્યાલનું સમર્થન તે હદીષે પાક પણ કરે છે કે એક દિવસે રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફજરની નમાઝમાં મૂંઝવણ અનુભવી તો નમાઝથી ફારિગ થયા પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, "મુક્તદીઓમાંથી અમુક એવા છે; જેઓ વુઝૂ અને તહારત સારી રીતે નથી કરતા, જેમની અસરથી અમારી કિરઅતમાં ભૂલ પડે છે." (મિશ્કાત શરીફ)

આ તરફ પણ ઈશારો છે કે નબીઓના સરદાર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પણ દિનભરની દોડધામ અને હેરફેરને કારણે રાત્રિના અંધકાર અને એકાંતમાં ઈબાદતની જરૂરત હતી. પછી આ આયતે કરીમહની સાથે સાથે આગળની આયતે કરીમહમાં ફરમાવવામાં આવ્યું છે કે ''પોતાના રબના નામનું સ્મરણ કર અને એકાંતમાં સંપૂર્ણ એકાગ્ર થઈ તેની તરફ અભિમુખ થઈ જા'' તો એનાથી પણ આ વાતને વધારે સમર્થન મળે છે કે તબ્લીગ માટે દોડધામ કરવાવાળાઓને ઝિક્ર અને એકાંતમાં અલ્લાહની ઈબાદતની વિશેષરૂપે જરૂરત હોય છે. તો આપણે પણ આ મુજબ અમલ કરવો જોઈએ; બલકે આપણે તેના ઘણા જ મુહતાજ છીએ. કેમકે, સૌ પ્રથમ તો આપણે પોતે જ નિર્બળ અને ખરાબીઓથી ખરડાયેલા છીએ. વળી, આપણા જે બુઝુર્ગોથી આપણે દીની ફૈઝ મેળવીએ છીએ તેઓ પણ આપણી જ માફક ગૈર મઅસૂમ છે. અને જે લોકોમાં તબ્લીગ માટે જઈએ છીએ તેઓ પણ સામાન્ય પ્રજાવર્ગ છે. સાર એ છે કે આપણા પોતાનામાં પણ અશુદ્ધિઓ છે અને આપણી ચારે તરફ પણ માનવસહજ નબળાઈઓ છે, જેની આપણા દિલો ઉપર અસર પડવી બિલકુલ કુદરતી છે. એટલા માટે આપણે રાત્રિના અંધકાર અને સૂનકારમાં અલ્લાહ તઆલાના ઝિક્ર અને ઈબાદતની પાબંદી માટે મુહતાજ છીએ. દિલ ઉપર પડતી ગંદી અસરોને દૂર કરવાનો આ અકસીર ઈલાજ છે.

આ જ સિલસિલામાં ફરમાવ્યું – આપણા જે અકાબિરથી આપણે દીની બરકતો મેળવીએ એમનાથી પોતાનો તઅલ્લુક અલ્લાહ તઆલા વિશેનો જ રાખે અને માત્ર તે જ વિષયના એમના ઉપદેશો, આચરણ અને અહવાલથી સંબંધ રાખે. બાકી એમની વ્યક્તિગત અને અંગત બાબતોથી બેતઅલ્લુક; બલકે બેખબર રહેવાની કોશિશ કરે. કેમ કે, આ એમનો માનવસહજ જીવન વિભાગ છે, જેમાં કંઈક ને કંઈક અંશે કેટલીક કમજોરીઓ હશે. અને જ્યારે માણસ પોતાનું ધ્યાન એ તરફ કરશે તો દિલમાં ક્યારેક શંકાઓ પેદા થશે, જે મહરૂમી અને દૂરીનું નિમિત્ત બનશે. એટલા માટે મશાઈખની કિતાબોમાં સાલિકને શૈખની અંગત બાબતો તરફ નજર ન કરવાની તાકીદ કરવામાં આવી છે.




ફરમાવ્યું – ઉલમાએ કિરામ અને સમાજના વગદાર હઝરાત એક સિલસિલો આ શરૂ કરે કે દરેક જુમ્અહના માટે અગાઉથી જ વિચારીને નક્કી કરી લે કે અમે આ જુમ્અહની નમાઝ ફલાણા મુહલ્લાની મસ્જિદમાં પઢીશું. અને આ નક્કી કરવામાં પછાત અને જહાલતગ્રસ્ત વિસ્તારોનો વધારે ખ્યાલ રાખે. દાખલા તરીકે, જે વિસ્તારોમાં ધોબી, ભિસ્તી (પખાલી) ઘોડાગાડી હાંકનારાઓ, કુલી અને શાકભાજી વેચનારાઓ

જેવા લોકો રહેતા હોય (કે જેઓમાં સામાન્યપણે જહાલત અને ગફલત જો કે ખૂબ જ છે, પરંતુ હઠાગ્રહ અને ઈન્કારની કેફિયત જોવા નથી મળતી) એવા લોકોની આબાદીની મસ્જિદ પહેલાંથી નક્કી કરી દે અને પોતાના સંબંધીઓ અને મિત્ર–વર્તુળમાં પણ તેની જાણ કરી દે અને તેઓને સાથે ચાલવાની પણ તરગીબ આપે. ત્યાર બાદ ત્યાં પહોંચીને જુમ્અહની નમાઝ પહેલાં મુહલ્લામાં તબ્લીગી ગશ્ત કરીને લોકોને નમાઝ માટે તૈયાર કરીને મસ્જિદમાં લાવે. પછી થોડીવાર માટે એમને રોકીને દીનનું મહત્ત્વ અને દીન શીખવાની જરૂરત એમને સમજાવીને તબ્લીગી જમાઅતોમાં નીકળવાની દઅવત આપવામાં આવે અને એમને સમજાવે કે આ પદ્ધતિથી તેઓ અમુક જ દિવસોમાં દીનનું જરૂરી ઈલ્મ અને અમલ શીખી શકે છે. પછી આ દઅવત પર જો થોડાક લોકો પણ તૈયાર થઈ જાય તો કોઈ મુનાસિબ જમાઅત સાથે એમને મોકલવાની વ્યવસ્થા કરે.




ઉપરોક્ત વિષયના અનુસંધાનમાં જ ફરમાવ્યું – જો કોઈ જગાએથી કેટલાક ગરીબ માણસો તબ્લીગી જમાઅતની સાથે નીકળવા માટે તૈયાર થઈ જાય, પરંતુ ખર્ચની રકમથી લાચાર હોય તો પ્રયત્ન એ કરવામાં આવે કે કેટલાક ધનવાન માણસોને

પણ (અને શક્ય હોય ત્યાં સુધી એમના જ માહોલમાંથી) એમના સાથ માટે તૈયાર કરવામાં આવે અને એમને આ પણ બતાવવામાં આવે કે અલ્લાહના રસ્તામાં નીકળવાવાળા ગરીબો અને કમજોરોની મદદનો અલ્લાહને ત્યાં શું દરજો છે, પરંતુ સાથે સાથે આ વાત ભારપૂર્વક એમને સમજાવવામાં આવે કે જો પોતાના કોઈ ગરીબ સાથીની મદદ કરવાની ઈચ્છા થાય તો તેનાં ઉસૂલ અને પદ્ધતિ આ કામના પુરાના અનુભવી કાર્યકર્તાઓથી જરૂર જાણી લે. અને તેઓના મશ્વરાથી જ આ કામ કરે. ઉસૂલ વિરુદ્ધ અને અયોગ્ય પદ્ધતિથી કોઈની મદદ કરવામાં ઘણીવાર અનેક પ્રકારની સમસ્યાઓ ખડી થાય છે.

(ત્યારબાદ આ અંગેનાં કેટલાંક ઉસૂલો હઝરત મવલાનાએ બતાવ્યા અને ધ્યાનમાં છે ત્યાં સુધી મને (સંપાદક સાહેબને) સંબોધીને ફરમાવ્યું કે એને લખી લો.)

(૧) ગરીબોને એવી હિકમતથી આપવામાં આવે કે તેઓ આ પ્રકારની સહાયને કોઈ કાયમી કે અતૂટ સિલસિલો ન સમજી લે અને તેમનામાં મોટાપણું ન આવવા પામે.

(૨) આ મદદનો હેતુ દીનથી એમને નજીક લાવવાનો અને દીન સાથે ઊંડો તઅલ્લુક જોડવાનો હોય. માટે આ મકસદ પૂરો થઈ શકે એટલા જ પ્રમાણમાં મદદ હોવી જોઈએ. પછી જેમ–જેમ તેમનામાં દીનની કદર અને ઝંખના તથા આ કામ

પ્રત્યેનો લગાવ વધતાં જાય તેમ તેમ આર્થિક સહકારથી હાથ ખેંચવામાં આવે અને તેમની સાથે આત્મીયતા કેળવીને એવી ભાવના તેઓમાં પેદા કરવામાં આવે કે તેઓ મઝદૂરી અને મહેનત કરતાં કરતાં દીનનું કામ કરે અને જરૂરત પડે તો કર્ઝ લઈને પણ કામ કરતા રહે, જેવી રીતે કે દુન્યવી જરૂરતો માટે કર્ઝ લેવામાં આવે છે. આ રસ્તામાં પારકાંના ઋણી (મમ્નૂન) ન થવું "સ્વાભિમાન" છે. હિજરતના મવકા ઉપર હઝરત સિદ્દીકે અકબર (રદિ.) જેવા જિગરજાન સાથીએ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ખિદમતમાં પોતાની ઊંટણી પેશ કરી હતી ત્યારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેની કિંમત નક્કી કરીને કર્ઝથી લીધી હતી.

– પરંતુ જ્યાં સુધી ઉત્સાહ, ધગશ અને શવકનો આ દરજ્જો ન આવે ત્યાં સુધી યોગ્ય પ્રમાણમાં એમની નાણાકીય મદદ કરતાં રહેવું જોઈએ.

(૩) આર્થિક મદદ કરવાના આદાબમાંથી એક આ પણ છે કે અત્યંત ગુપ્ત રીતે, સામેવાળાનાં ઈઝઝત અને સ્વમાનની જાળવણી સહિત આપવામાં આવે અને પોતાની સહાયનો સ્વીકાર કરવા બદલ તેમનું એહસાન માને, તેમને પોતાનાથી અફઝલ સમજે કે ગરીબ અને સાધનવિહોણા હોવા છતાં તેઓ દીનના માટે ઘરેથી નીકળ્યા છે. દીન માટે પોતાના ઘરબારને છોડવું એ હિજરતની સિફત છે અને એમની મદદ કરવી

નુસરતની સિફત છે અને અન્સાર ક્યારે પણ મુહાજિરીનના સમકક્ષ નથી હોઈ શકતા.

(૪) આ રસ્તામાં કામ કરનારાઓની મદદ ઝકાત અને સદકાતથી વધારે હદિયહના રૂપમાં કરવામાં આવે. ઝકાત અને સદકાતનું ઉદાહરણ હાંડી (રસોઈ બનાવવાનું વાસણ)ના મેલ અને કચરા જેવું છે કે એની સફાઈ અનિવાર્ય હોય છે, નહીં તો આખું વાસણ ખરાબ રહે છે અને હદિયહનું ઉદાહરણ એવું છે, જેમ કે તૈયાર રસોઈમાં ખુશ્બૂ છાંટવામાં આવે અને પછી એના ઉપર સોના–ચાંદીનો વરક નાંખવામાં આવે.

(૫) દીન માટે ઘરબાર છોડવાવાળાઓની મદદની એક અતિ ઉત્તમ પદ્ધતિ આ પણ છે કે એમનાં ઘરવાળાં પાસે જઈને ઘરનાં કામકાજ, વસ્તુઓની ખરીદી વગેરેમાં મદદરૂપ બને અને આ રીતે એમને રાહત પહોંચાડવાની ફિકર કરે અને એમને બતાવે કે તમારા ઘરનો માણસ કેટલા મોટા કામ માટે નીકળ્યો છે અને કેટલો ખુશનસીબ છે ! મતલબ એ કે ખિદમત અને તરગીબ વડે એમને એટલી હદ સુધી સંતુષ્ટ કરે કે તેઓ પોતે જ અલ્લાહના રસ્તામાં નીકળેલા પોતાના સ્વજનને લખે કે "અમે બધાં અહીંયા દરેક રીતે આરામથી છીએ, તમે કોઈ પણ જાતની ફિકર વિના દીનના કામમાં મશગૂલ રહો."

(૬) માલી મદદના અનુસંધાનમાં આ વાતની પણ જરૂરત છે કે દીનના કામમાં લાગેલા હઝરાતના હાલાતની તહકીક

કરીને જાણકારી મેળવવામાં આવે અને ખૂબ સાવચેતીપૂર્વક તપાસ કરવામાં આવે કે એમની શું જરૂરતો છે અને એમનું જીવનધોરણ તથા ગુજરાન કેવું છે ?

(૭) હાલાતની જાણકારી મેળવવાની એક સૂરત આ પણ છે કે જેને ખાસ તૌર પર રિવાજ આપવાની જરૂરત છે, કે મોટા (સાધન સમ્પન્ન) લોકો પોતાની અવરતોને તે ગરીબોના ઘરોમાં મોકલતા રહે, જેઓ દીન માટે પોતાના ઘરોમાંથી નીકળ્યા હોય. આનાથી તે ગરીબોનાં કુટુંબીજનોની દિલદારી અને હોસલાઅફઝાઈ થશે અને તેઓનાં અંદરના હાલાત પણ જાણવા મળશે.




આ જ સિલસિલામાં ફરમાવ્યું -- અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવા પર દુન્યવી બરકતોનો જે વાયદો કુર્આને પાક અને હદીષ શરીફમાં કરવામાં આવ્યો છે તે આનો 'અજ્ર' નથી, નેકીઓના અસલ અજ્રને તો આ જગત સહન કરી શકતું જ નથી. ત્યાંની ખુસૂસી નેઅમતોની બર્દાશ્ત અહીં કેવી રીતે ? આ દુનિયામાં તો પહાડ જેવી સખ્ત મખ્લૂક અને હઝરત મૂસા અલયહિસ્સલામ જેવા મહાન દરજાના પયગમ્બર પણ હક તઆલા શાનુહૂના નૂરની એક તજલ્લી સહી ન શક્યા.

પછી ફરમાવ્યું – જન્નતની નેઅમતો જો દુનિયામાં ઉતારી દેવામાં આવે તો ખુશીના અતિરેકમાં મોત આવી જાય. આવો જ હાલ આખિરતના અઝાબનો છે. જો દોઝખનો એક વીંછી આ દુનિયાની તરફ રુખ કરે તો આખી દુનિયા એના ઝેરની ઉગ્રતાથી સળગી જાય.




આ જ સિલસિલામાં ફરમાવ્યું – અલ્લાહના રસ્તામાં ખર્ચ કરનારાઓની જે મિસાલ કુર્આને પાકમાં આ રીતે આપવામાં આવી છે કે એક દાણો વાવવામાં આવ્યો અને તેનાથી સાતસો દાણા પેદા થયા – તો આ સરખામણી દુન્યવી બરકતોની જ છે. આખિરતમાં આ બદલ જે અજ્ર મળશે તે તો અખૂટ અને બેહિસાબ હશે.




આ જ અનુસંધાનમાં ફરમાવ્યું – અસલ તો આ જ છે કે રઝાએ ઈલાહી અને આખિરતમાં બદલો મેળવવાની નિય્યતથી જ દીનનું કામ કરવામાં આવે, પરંતુ તરગીબ માટે સંજોગો મુજબ દુન્યવી બરકતોનો પણ ઉલ્લેખ કરવો જોઈએ. કેટલાક માણસો એવા હોય છે કે શરૂમાં દુન્યવી બરકતોની જ

આશાએ કામમાં લાગે છે અને પછી આ જ કામની બરકતથી અલ્લાહ તઆલા એમને શુદ્ધ અને હકીકી ઈખ્લાસ પણ અતા ફરમાવી દે છે.

આ કામમાં દુન્યવી બરકતો આપણા માટે અલ્લાહના વાયદા મુજબ સ્વાભાવિક રીતે જ હાસિલ થનારી વસ્તુ છે, તે આપણું લક્ષ્ય કે મકસદ ન બની જવી જોઈએ. હા, તેના માટે દુઆઓ ખૂબ કરવી જોઈએ. કેમ કે અલ્લાહ તઆલા તરફથી આવતી પ્રત્યેક નેઅમતનો બંદો ઘણો જ મુહતાજ છે.



ફરમાવ્યું – અલ્લાહ તઆલાએ જે વાયદાઓ કર્યા છે તેના સત્ય હોવામાં લેશમાત્ર પણ શંકા નથી અને માણસ પોતાની બુદ્ધિ, સમજશક્તિ અને અનુભવોની રોશનીમાં જે કાંઈ વિચારે છે અને જે યોજનાઓ બનાવે છે તે માત્ર આનુમાનિક, કાલ્પનિક અને ધારણા આધારિત હોય છે. પરંતુ આજની સર્વસામાન્ય (આમ) હાલત આ છે કે પોતાની કાલ્પનિક યોજનાઓ, ઉપાયો અને પદ્ધતિઓ ઉપર વિશ્વાસ રાખીને એ મુજબ જેટલી મહેનત અને પ્રયાસો કરવામાં આવે છે, તેટલી મહેનત અલ્લાહના વાયદાઓ (કે જે યકીની અને નક્કર છે)ના મુસ્તહિક બનવા માટે કરવામાં નથી આવતી, જેનાથી એ વાત સ્પષ્ટ થાય છે કે લોકોને પોતાના કાલ્પનિક

અસ્બાબ ઉપર જેટલો ભરોસો છે તેટલો અલ્લાહના નક્કર વાયદાઓ ઉપર નથી. અને આ હાલત માત્ર અવામ (સામાન્ય પ્રજા)ની નથી; બલકે થોડાંક અપવાદોને બાદ કરતાં બધાં જ માણસો (અવામ અને ખવાસ) અલ્લાહ તઆલાના વાયદાઓવાળા જોખમવિહીન અને રોશન રસ્તાને છોડીને પોતાની ભ્રામક અને મનઘડત તદબીરોમાં અટવાયેલા છે. –તો અમારી આ તહરીકનો એક ખાસ મકસદ આ છે કે મુસલમાનોની જિંદગીમાંથી આ મૂળભૂત ખરાબીને દૂર કરવાની કોશિશ કરવામાં આવે. હઝરાતે અમ્બિયાએ કિરામ અલયહિમુસ્સલામનો તરીકો આ જ છે અને તેમણે પોતાની ઉમ્મતોને આ જ દઅવત આપી છે કે અલ્લાહ તઆલાના વાયદાઓ ઉપર સંપૂર્ણ યકીન અને વિશ્વાસ રાખીને તે વાયદાઓની શરતોને પૂરી કરવામાં પોતાની તમામ કોશિશોને ખપાવી દેવામાં આવે અને પછી એ વાયદાઓના મુસ્તહિક બનવામાં આવે. અલ્લાહ તઆલાના વાયદાઓ પ્રત્યે જેવું તમારું યકીન હશે તેવો જ તમારી સાથે અલ્લાહ તઆલાનો મામલો હશે. હદીષે કુદ્સી છે કે – ''હું બંદાના ગુમાન મુજબ મામલો કરું છું.'' (નોંધ – હઝરત મવલાના ઈલ્યાસ રહ.ની ઉપરોક્ત નસીહત બિલકુલ ઓછા શબ્દોમાં હતી, જે સામાન્ય વાચક માટે સમજવી મુશ્કેલ સાબિત થાત. નાચીઝ સંપાદકે થોડી સ્પષ્ટતા અને વિગત સાથે પોતાના શબ્દોમાં હઝરત રહ.ના મતલબને અદા કર્યો છે. એટલે એમ સમજો કે આ

નસીહતના શબ્દોની ઝિમ્મેદારી ખાસ આ આજિઝની છે. જો કે બીજાં મલ્ફૂઝાતમાં પણ સ્પષ્ટતા અને સરળતા માટે તઅબીર અને અભિવ્યક્તિમાં આંશિક ફેરફારો કરવામાં આવ્યાં છે. –સંપાદક)




ફરમાવ્યું – આ રસ્તામાં કામ કરવાની સહીહ તરતીબ આ છે કે જ્યારે કોઈ કદમ ઉઠાવવું હોય – દાખલા તરીકે પોતે તબ્લીગ માટે જવાનું હોય અથવા તબ્લીગી કાફલો ક્યાંક મોકલવો હોય અથવા કોઈ શખ્સની શંકાઓનું સમાધાન કરવા માટે તેની સાથે ચર્ચા કરવાનો ઈરાદો હોય તો સૌ પ્રથમ પોતાની બેબસી, કમજોરી, તુચ્છતા અને ઊણપનો ખ્યાલ કરીને અલ્લાહ તઆલા સમક્ષ અત્યંત વિનમ્રતા, વિવેક અને દર્દ સાથે તથા તેના સર્વશક્તિમાન અને હાઝિર–નાઝિર હોવાના યકીન સાથે દુઆ કરે કે હે અલ્લાહ ! તેં ઘણી બધી વાર અસ્બાબ વગર ફક્ત પોતાની કુદરતે કામિલહથી મોટાં મોટાં કામ કરી દીધાં છે. બની ઈસ્રાઈલ માટે તેં માત્ર તારી કુદરતથી જ સમંદરમાં રસ્તાઓ બનાવી દીધા હતાં. હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામ માટે તેં જ પોતાની રહમત અને કુદરતથી આગને બાગના સ્વરૂપમાં ફેરવી દીધી હતી....તેં પોતાની સામાન્ય અને હકીર મખ્લૂકાતથી પણ મોટાં મોટાં

કામ લીધાં છે. અબાબીલ વડે તેં અબ્રહાના હાથીઓવાળા લશ્કરને પરાસ્ત કરાવ્યું અને પોતાના ઘરની હિફાઝત કરાવી. અરબના ઊંટ ચરાવવાવાળા નિરક્ષર લોકો મારફત તેં દીનને આખી દુનિયામાં ચમકાવ્યો અને કૈસર તથા કિસ્રાની મહાસત્તાઓને છિન્ન–ભિન્ન કરાવી દીધી....હે અલ્લાહ ! આપ પોતાની આ સનાતન સુન્નત અનુસાર મારા જેવાં કુપાત્ર, તુચ્છ અને અશક્ત બંદાથી પણ કામ લઈ લે અને હું તારા દીનના જે કામનો ઈરાદો કરી રહ્યો છું તેના માટે જે તરીકો તારા નઝદીક સાચો હોય તેની તરફ મને દોરી જા અને જે અસ્બાબની જરૂરત હોય તે કેવળ પોતાની અપાર કુદરતથી ઉપલબ્ધ કરી દે.

– અલ્લાહ તઆલા સમક્ષ આ દુઆ માંગીને કામમાં લાગી જાઓ. જે અસ્બાબ અલ્લાહ તઆલા તરફથી મળતા રહે એનાથી કામ લેતા રહો અને માત્ર અલ્લાહની જ કુદરત અને મદદ ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખીને પોતાની કોશિશો પણ ભરપૂર કરતા રહો અને રોઈ રોઈને તેનાથી મદદ અને વાયદો પૂરો કરવાની દુઆ પણ કરતા રહો; બલકે અલ્લાહની મદદનેજ અસલ સમજો અને પોતાની કોશિષને તેના માટેનો સબબ સમજે.




ફરમાવ્યું – પોતે કામમાં લાગવાથી પણ વધારે મહેનત

અને ધ્યાન બીજાઓને આ કામમાં લગાવવામાં અને એમને કામ શીખવવામાં હોવું જોઈએ. શયતાનને જ્યારે કોઈના વિશે એવી ખાતરી થઈ જાય છે કે આ માણસ દીનના કામને કોઈ પણ ભોગે છોડે એમ નથી તો પછી તેની કોશિશ આ હોય છે કે એ માણસ પોતે તો લાગેલો રહે, પણ બીજાઓને આ કામમાં લગાવવાની કોશિશ ન કરે, અને આ કારણે શયતાન એટલાથી રાજી થઈ જાય છે કે માણસ દીનના કામમાં એટલી એકાગ્રતાથી અને ધગશથી લાગી જાય કે બીજાઓને આ કામમાં લગાવવાનો અને દઅવત આપવાનો એને હોશ જ ન રહે. માટે શયતાનને પછાડવાની આ જ તરકીબ છે કે બીજાઓને દીનના કામમાં લગાવવાની વધુમાં વધુ ફિકર કરવામાં આવે. અને ભલાઈની દઅવતના કામ માટે કુર્આને કરીમ અને હદીષે પાકમાં જે વાયદાઓ કરવામાં આવ્યા છે તે નજર સામે રાખીને અને તેને જ પોતાની તરક્કીનો સર્વોત્તમ ઝરીઅહ સમજીને આ માટે કોશિશ કરવામાં આવે.




ફરમાવ્યું – દીનદારીમાં સ્થિરતા નથી. માણસ દીનદારીમાં કાં તો તરક્કી કરતો જાય છે, કાં તો નીચે ઊતરતો જાય છે. તેનું ઉદાહરણ એવું સમજો કે બાગને જ્યારે આબોહવા અનુકૂળ આવી જાય છે ત્યારે તે સમૃદ્ધિમાં તરક્કી

કરે છે અને જો આબોહવા પ્રતિકૂળ હોય યા તો પાણી ન મળે તો એવું નથી બનતું કે બાગની સમૃદ્ધિ અને હરિયાળી જેટલી હોય ત્યાં સુધી સ્થિર રહે, બલકે તે ધીરે ધીરે સૂકાવા માંડે છે. – આવી જ હાલત માણસની દીનદારીની હોય છે.

## ૧૨૧

ફરમાવ્યું – લોકોને દીન તરફ કેવી રીતે લાવવા અને કેવી રીતે દીનના કામમાં લગાવવા તે માટેના ઉપાયો વિચારતા રહો (જેવી રીતે દુનિયાવાળાઓ પોતાના દુન્યવી હેતુઓ માટે અનેક પ્રકારની યુક્તિઓ વિચારતા રહે છે) અને જે માણસ જે પદ્ધતિથી આ કામ તરફ આવવાની શક્યતા હોય તેની સાથે તે પદ્ધતિ અનુસાર કોશિશ કરો.

## ૧૨૨

ફરમાવ્યું – માણસનું મન નિરાશા તરફ જલદી વળી જતું હોય છે, કેમ કે, નિરાશ થઈ જવા પછી માણસ પોતાને જવાબદારીમાંથી મુક્ત સમજે છે અને પછી એને કંઈ કરવાનું નથી રહેતું. બરાબર સમજી લો કે આ નફસ અને શયતાનનો મોટો પ્રપંચ (ધોકો) છે.

## ૧૨૩

ફરમાવ્યું – સાધનો અને અસ્બાબની કમી તરફ નજર નાંખીને નિરાશ થઈ જવું એ વાતની નિશાની છે કે તમે અસ્બાબપરસ્ત છો અને અલ્લાહના વાયદાઓ અને તેની ગૈબી તાકતો ઉપર તમારું યકીન ઘણું ઓછું છે. અલ્લાહ તઆલા પર સંપૂર્ણ ભરોસો રાખીને હિંમત સાથે ઊઠો તો અલ્લાહ તઆલા જ અસ્બાબ પેદા કરી દે છે, નહિં તો માણસ પોતે શું કરી શકે છે ? પરંતુ માણસની હિંમત અને શક્ય હોય એટલી મહેનત અનિવાર્ય છે.



# ભાગ-૮

## ૧૨૪

જે લોકો ઝિન્દગીના વ્યક્તિગત કે સામાજિક વ્યવહારોમાં પશ્ચિમી સંસ્કૃતિની રીત–રસમોનું અનુકરણ કરી રહ્યા છે અને એને જ આ ઝમાનામાં અનુકૂળ સમજી રહ્યા છે, એમના અભિગમ પ્રત્યે ભારોભાર અફસોસ વ્યકત કરતાં એક સુહબતમાં હઝરત (રહ.)એ ફરમાવ્યું –

''જરા વિચારો તો ખરા ! જે કૌમના આસ્માની ઉલૂમ (એટલે કે હઝરત ઈસા મસીહ અલયહિસ્સલામ મારફત મળેલું ખુદાઈ શિક્ષણ)નો ચિરાગ ઉલૂમે મુહમ્મદી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સામે ઝાંખો પડી ગયો, બલકે સ્વયં અલ્લાહ તઆલા તરફથી જ એ શરીઅતને મન્સૂખ કરી દેવામાં આવી અને ડાયરેક્ટ તેનાથી રોશની હાસિલ કરવાની મનાઈ કરી દેવામાં આવી, તે જ યુરોપીય પ્રજાઓના મનઘડત દષ્ટિકોણોને હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઉમ્મતે અપનાવી લેવું અને તેને સમયને અનુકૂળ સમજવું એ અલ્લાહ તઆલાના નઝદીક કેટલું બધું તિરસ્કૃત અને ક્રોધજનક હશે ? અને આ વાત બુદ્ધિથી પણ કેટલી વિપરીત છે કે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમની તઅલીમ જીવંત હોવા છતાં અને તેમાં માનવજીવનના અંગત અને સામૂહિક વિભાગો અંગે સંપૂર્ણ માર્ગદર્શન મવજૂદ હોવા છતાં ઈસાઈ પ્રજાઓના તોર–તરીકાઓને અપનાવવામાં આવે ! શું આ શરીઅતે મુહમ્મદી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નાકદરી નથી ?




ફરમાવ્યું – આપણે જે દીની કામની દઅવત આપીએ છીએ તે ઝાહેરી દષ્ટિએ તો એકદમ સરળ જણાય છે, પરંતુ હકીકતમાં તે ઘણું જ નાઝુક છે. કેમ કે, અહીં આપણું લક્ષ્ય કામ કરવા–કરાવવા પૂરતું મર્યાદિત નથી, બલકે પોતાની લાચારીનું યકીન અને અલ્લાહ જલ્લ શાનુહૂની કુદરત અને નુસરત પર સંપૂર્ણ વિશ્વાસ પેદા કરવાનું છે. અલ્લાહનો આ અટલ નિયમ છે કે જો અલ્લાહની મદદના ભરોસા ઉપર આપણે પોતાનાથી શક્ય હોય એટલી કોશિશ કરીએ તો અલ્લાહ તઆલા આપણી કોશિશમાં પોતાની મદદને શામિલ કરી દે છે. કુર્આને મજીદની આયત ''વ યઝિદ્‌કુમ કુવ્વતન્ ઈલા કુવ્વતિકુમ''માં આ જ બાબત તરફ ઈશારો છે કે પોતાને બિલકુલ નિરાધાર સમજીને બેસી રહેવું એ 'જબરિયત' (એક પ્રકારની લઘુતાગ્રંથિ) છે અને પોતાની જ શક્તિ ઉપર વિશ્વાસ રાખવો 'કુદરિયત' (શક્તિનું ઘમંડ) છે અને આ બંને

વૃત્તિઓ ગુમરાહીરૂપ છે. સાચું ઈસ્લામી વલણ આ બંનેની વચ્ચે છે. એટલે કે અલ્લાહ તઆલાએ મહેનત કરવાની જે મામૂલી તાકાત આપણને આપેલી છે તે અલ્લાહ તઆલાના હુકમને પૂરો કરવામાં લગાવી દેવામાં આવે અને એમાં કોઈ કસર બાકી ન રાખે, પરંતુ પોતાની કોશિશો વડે પરિણામો પેદા કરવામાં પોતાને બિલકુલ બેબસ (અશક્તિમાન) સમજે અને માત્ર અલ્લાહ તઆલાની મદદ પર જ ભરોસો રાખે અને માત્ર તેને જ સર્વશક્તિમાન સમજે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક ઝિન્દગીમાંથી આ અંગેની પૂરી તફસીલ જાણી શકાય છે. મુસલમાનોને અમારી દઅવત બસ આ જ છે.




ફરમાવ્યું – મારી ઈચ્છા છે કે હવે મેવાતમાં વારસા–વહેંચણીના શરઈ તરીકાને જીવંત કરવા અને પ્રચલિત કરવા તરફ ખાસ ધ્યાન આપવામાં આવે અને હવે જે તબ્લીગી જમાઅતો ત્યાં જાય તે વારસાવહેંચણીને સ્પર્શતાં વાયદાઓ અને વઈદોનો ઊંડો અભ્યાસ કરીને જાય.




આ જ વાતચીત દરમિયાન ફરમાવ્યું –

''અમલની કોતાહીના પરિણામે હંમેશા હંમેશાની દોઝખ નથી, બલકે હંમેશા હંમેશાની દોઝખ છે (આખિરતનું) યકીન ન હોવા પર અને તકઝીબ (જૂઠાડવા) પર.



ફરમાવ્યું – દરેક અમલના અંતે દિલમાં આ ખટકો હોવો જોઈએ કે મારો અમલ પૂર્ણ નથી અને ક્યાંક તે રદ ન થઈ જાય ! (એટલે કે દરેક સારું કામ પોતાની રીતે તો ઉત્તમમાં ઉત્તમ રીતે અદા કરવાની કોશિશ કરે; પરંતુ તે પૂર્ણ કર્યા પછી દિલમાં આ એહસાસ હોવો જોઈએ કે જે રીતે આ કામ કરવું જોઈતું હતું તે રીતે ન થઈ શક્યું. અને આ કારણે હૃદયમાં આ ડર અને ખટકો હોવો જોઈએ કે ક્યાંક મારો અમલ નાકિસ અને ખામીયુક્ત હોવાથી રદ ઠેરવી દઈને અલ્લાહ તઆલા તરફથી કિયામતમાં મારા મોઢા ઉપર મારી દેવામાં ન આવે. અને પછી આ જ ડર અને ખટકાને વશ થઈને અલ્લાહ તઆલા સામે અત્યંત નમ્રભાવે ક્ષમા અને ઈસ્તિગફાર કરવામાં આવે.



ફરમાવ્યું – અકાઈદના બારામાં પણ ઉસૂલ આ છે કે પોતાના તરફથી તો અકાઈદ (ઈમાન અને યકીનને સ્પર્શતી

માન્યતાઓ)ને મજબૂત અને અડગ રાખવાની પૂરી કોશિશ કરવી જોઈએ અને તેના વિરુદ્ધ દિલમાં રજમાત્ર પણ શંકા કે વસવસાને સ્થાન ન આપે; પરંતુ એ પછી પણ ડરતાં રહેવું જોઈએ કે મારું યકીન જેવું હોવું જોઈએ તેવું છે કે નહીં.

સહીહ બુખારી શરીફમાં ઈબ્ને અબી મુલયકા (રહ.)નું જે કથન ટાંકવામાં આવ્યું છે કે **''મેં ત્રીસ સહાબએ કિરામ (રદિયલ્લાહુ અન્હુમ)ની મુલાકાત કરી, તેઓમાંના દરેકને પોતાના વિશે નિફાકનો ડર હતો.''** તો તેની હકીકત આ જ છે.

અકાઈદ અને યકીનની જરૂરત એટલા માટે પણ છે કે અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જે કાંઈ ફરમાવ્યું છે, તેના પ્રત્યે હયબત, અહોભાવ અને માનની સાથે દિલ તેને આવકારતું હોય. આ સૂરતમાં અમલ પણ હશે અને અમલમાં જાન પણ હશે.




એક દીની મદરસાના એક મશહૂર ઉસ્તાઝનો ઝિક્ર કરતાં ફરમાવ્યું –

''મેં એમને કહ્યું કે આપ લોકોનું અલ્લાહની નજરમાંથી ઊતરી જવાનું અને એના પગલે દુનિયાની નજરોમાંથી પણ

ઊતરી જવાનું એક ખાસ કારણ આ છે કે અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રિશ્તાથી જેટલાં તઅલ્લુકાત (સંબંધો) છે તેની ગંભીરતા આપ લોકોમાં નથી રહી અને દુન્યવી (ભૌતિક અને સાંસારિક) સંબંધોના પ્રભાવને આપ લોકો વધારે કબૂલ કરવા લાગ્યા. જુઓ ! મારો અને તમારો સંબંધ અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ માટેનો જ છે. મેં આપને બોલાવ્યા, તમે ન આવ્યા. પરંતુ....... ના એક પત્રએ તમને બોલાવી લીધા. (હાલાં કે તેમની વિશેષતા માત્ર એટલી જ છે કે તે દવલતમંદ છે અને તેમની પાસેથી તથા તેમની અસરથી ચંદો મળતો રહે છે.) તો આપણી બુનિયાદી બિમારી આ છે કે અલ્લાહ અને તેના માનવંત રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તઅલ્લુકથી વાત કહેનારાઓને ન માનવા અને ન સાંભળવા."

આ જ વિષયને અનુલક્ષીને ફરમાવ્યું –

"હું હવે મેવાતમાં આ વાત પેદા કરવા ઈચ્છું છું કે લોકો પોતાના ઝઘડાઓનો ફેંસલો દીનદારો મારફત શરીઅત પ્રમાણે કરાવે અને દિલમાં એવો જઝબો હોય કે શરીઅત મુજબના ફેંસલાથી જો અડધું પણ મળે તો તે સંપૂર્ણ રીતે રહમત અને બરકતરૂપ છે અને શરીઅતથી વિરુદ્ધના ફેંસલા દ્વારા જો બધું જ મળી જાય તો તે સો ટકા આફતરૂપ છે."

ફરમાવ્યું – કુર્આને મજીદમાં અલ્લાહ તઆલાના ઈરશાદ

''તો આપના રબના સોગંદ ! આ લોકો ઈમાનવાળા નથી, અહીંયા સુધી કે પરસ્પરના ઝઘડાઓમાં આપને નિર્ણાયક માને, પછી પોતાના દિલમાં આપના નિર્ણય પ્રત્યે અણગમો ન રાખે અને ખુશીથી સ્વીકારે''નો તક઼ાઝો આ જ છે; પરંતુ આ ભાવના એકદમ પેદા નથી થઈ શકતી. એના માટે તો લોકોમાં અલ્લાહ અને રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈતાઅતનો શવક પેદા કરવો અને આ ભાવનાને એમની તબિયત પર ગાલિબ કરવી જરૂરી છે. અને પછી હિકમત અને શાણપણ સાથે આ વાત લોકોને સમજાવવી પડશે કે અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈતાઅતની અમલી સૂરત આ જ છે કે દીન સાથે સાચો તઅલ્લુક રાખનારાઓ દીનની જે વાતો બતાવે એને અઝમત અને ગંભીરતા સાથે માનવામાં આવે. અને શવક, ઉત્સાહ તથા સ્વેચ્છાપૂર્વક એના ઉપર અમલ કરવામાં આવે. જિંદગીઓની ગલત દિશાને બદલવાની આ જ સાચી પદ્ધતિ છે.

## ૧૩૧

ફરમાવ્યું – મારા મતે અસલ દીન આ છે કે આ જગતના સાધનો (અસ્બાબ)ને અલ્લાહ તઆલાની સર્જનપ્રક્રિયા (અમ્રે તકવીની)નો પરદો સમજવા લાગે અને આ યકીન રાખે

કે આ પરદા પાછળ કરનાર કોઈ બીજી ઝાત છે અને તેનો હુકમ એ જ હકીકી સબબ છે. એટલે કે આંખે દેખાતા અસ્બાબને બદલે અલ્લાહ તઆલાના ગયબી સંચાલનને જ હકીકી સમજવા લાગે (અને આ ઝાહેરી અસ્બાબમાં પણ વધુમાં વધુ કોશિશ એ વાતની કરે કે અલ્લાહ તઆલા મારાથી રાઝી થઈને મારું કામ પૂરું કરી દે. કુર્આને મજીદમાં હક તઆલા શાનુહૂના ઈરશાદ **"જે કોઈ અલ્લાહથી ડરશે તેના માટે અલ્લાહ રસ્તો ખોલશે અને તેને એવી રીતે રિઝ્ક પહોંચાડશે, જેના વિશે એને ગુમાન પણ ન હોય."** ઉપર ગંભીરતાથી મનન કરો.



પંજાબના એક દીનદાર મુસલમાનનો ઉલ્લેખ કરતાં ફરમાવ્યું –

"તે જયારે પહેલી જ વાર અહીં આવ્યા તો ઈત્તિફાકથી હું તે સમયે ઈબ્ને માજહ શરીફનો સબક પઢાવી રહ્યો હતો. એમણે સલામ કરી, મેં હદીષે પાકના દર્સમાં મશગૂલિયતના કારણે જવાબ ન આપ્યો. પછી તે બેસી ગયા અને થોડીવાર પછી (સબક દરમિયાનમાં જ) એ બોલ્યા કે હું ફલાણી જગાએથી આવ્યો છું. મેં આ વાતનો પણ કોઈ જવાબ ન આપ્યો. થોડીવાર પછી તે ઊઠીને ચાલવા લાગ્યા. હવે મેં

એમને પૂછયું કે આપ કેમ આવ્યા હતા ? એમણે કહ્યું, ''ઝિયારત માટે''. મેં કહ્યું કે 'જે ઝિયારત વિશે હદીષોમાં તરગીબ અને ફઝીલત આવી છે તે ઝિયારત આ નથી કે કોઈની માત્ર સૂરત દેખી લેવામાં આવે. આ તો એવું જ ગણાય જેમ કે કોઈની તસ્વીર (છબી) જોઈ લીધી. – શરઈ ઝિયારત આ છે કે એને મળીને એની વાત સાંભળવામાં આવે, એને કંઈક પૂછવામાં આવે. અને આપે તો ન કોઈ વાત પૂછી, ન મારી કોઈ વાત સાંભળી.' – એ સાહેબે કહ્યું કે 'શું હું રોકાઈ જાઉં ?' – મેં કહ્યું, 'જરૂર.' આમ તે રોકાઈ ગયા. પછી જયારે એમણે મારી વાતને સાંભળી અને એમની સમજમાં આવી અને અહીંયાના કામનું નિરીક્ષણ કર્યું તો પોતાના મોટા ભાઈ.......ને બોલાવ્યા. – જો હું એ વખતે મુખ્તસર રીતે એમનાથી વાત કરી લેત તો જે કાંઈ પરિણામ બાદમાં મળ્યું તે ન મળત અને તે સાહેબ કેવળ ઝિયારત કરીને ચાલ્યા જાત.

ફરમાવ્યું – ઝમાનાના પરિવર્તનની સાથે દીની ઈસ્તિલાહાત (દીની શબ્દોના વિશેષ અર્થો) પણ બદલાઈ ગયાં અને તેમની રૂહ નીકળી ગઈ. દીનમાં ''મુસ્લિમની મુસ્લિમ સાથેની મુલાકાત''ની ફઝીલત એટલા માટે છે કે આ મુલાકાતમાં દીનની ચર્ચા હોય. જે મુલાકાતમાં દીન વિશેનાં ઝિક્ર–ફિક્ર ન હોય તે મુલાકાત બેરૂહ અને શુષ્ક છે.

## ૧૩૩

ફરમાવ્યું – અમારી દૃષ્ટિએ ઈસ્લાહની તરતીબ આ છે કે (કલિમએ તય્યિબહ દ્વારા ઈમાનના ઈકરારને વારંવાર તાજો કર્યા પછી) સૌથી પહેલાં નમાઝોની સુધારણા અને તકમીલની ફિકર કરવામાં આવે. નમાઝની બરકતોથી માણસનું આખું જીવન સુસભ્ય રહેશે. નમાઝની સુધારણા જ આખી ઝિન્દગીની ઈસ્લાહનું ચાલકબળ છે અને નમાઝની જ શક્તિ અને કમાલથી બાકી ઝિન્દગીમાં સલાહિયત અને કમાલ પેદા થાય છે.

## ૧૩૪

ફરમાવ્યું – આપણી આ તહરીકમાં કામ કરવાવાળા તમામને આ વાત સારી રીતે સમજાવી દેવી જોઈએ કે તબ્લીગી જમાઅતોના નીકળવાનો મકસદ માત્ર બીજાંઓને પહોંચાડવા અને બતાવવા પૂરતો મહદૂદ નથી, બલકે પોતાની જાતની સુધારણા, તરબિયત અને કેળવણી પણ અપેક્ષિત છે. માટે નીકળેલા હોય એ સમયગાળામાં ઈલ્મ અને ઝિક્રમાં મશગૂલિયતની ઘણી જ ફિકર કરવામાં આવે. ઈલ્મે દીન અને ઝિક્રે ઈલાહીના એહતિમામ વગર નીકળવાનું કોઈ વજન નથી. – પછી આ પણ જરૂરી છે કે ઈલ્મ અને ઝિક્રમાં આ

મશગૂલિયત આ રસ્તાના અકાબિરની દેખરેખ હેઠળ હોય. અમ્બિયાએ કિરામ અલયહિમુસ્સલામનાં ઈલ્મ–ઝિક્ર અલ્લાહ તઆલાના માર્ગદર્શન હેઠળ હતાં અને સહાબએ કિરામ (રદિ.) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસેથી ઈલ્મ–ઝિક્ર શીખતાં હતાં અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેઓની પૂરેપૂરી દેખરેખ રાખતા હતા. આ જ રીતે દરેક જમાનામાં લોકો પોતાના દીની આગેવાનો પાસેથી ઈલ્મ–ઝિક્ર લેતા રહ્યા, એવી જ રીતે આજે પણ આપણે પોતાના અકાબિરની દોરવણી અને દેખરેખના મુહતાજ છીએ. એના વગર તો શયતાનની જાળમાં ફસાઈ જવાનો ભયંકર ખતરો છે.



# ભાગ-૯

## ૧૩૫

ફરમાવ્યું – અમારી આ તબ્લીગી ચળવળ દીની તઅલીમના પ્રચાર અને દીની ઝિન્દગીને સર્વવ્યાપી (આમ) કરવાની ચળવળ છે. અને આ કામ માટેનાં જે ઉસૂલ છે તેનાં પાલન અને અમલમાં જ કામની સફળતાનું રહસ્ય છૂપાયેલું છે. તે ઉસૂલો પૈકીનો એક મહત્ત્વનો ઉસૂલ આ છે કે મુસલમાનોના જે તબકાનો જે હક અલ્લાહ તઆલાએ રાખ્યો છે તેની અદાયગી સહિત આ દઅવતને તે તબકા સામે પેશ કરવામાં આવે.

મુસલમાનોનાં ત્રણ તબકા છે :–

૧ – પછાત (ગરીબો), ૨ – પ્રતિષ્ઠિત (અહલે વકાર),
૩ – ઉલમાએ દીન.

– આ તમામ પ્રકારનાં લોકો સાથે વ્યવહાર કેવો હોવો જોઈએ તે અંગે આ હદીષે પાકમાં માર્ગદર્શન છે :

''જે અમારામાંના નાના (નીચા તબકાના) માણસ પ્રત્યે દયા ન કરે, અમારામાંના મોટા માણસની ઈઝઝત ન કરે અને

ઉલમાએ દીનની તઅઝીમ ન કરે તે અમારામાંથી નથી."

– તો સમાજમાં જે નીચલા વર્ગનાં હોય એમનો હક દયા અને સેવાચાકરી છે, જેઓ પ્રતિષ્ઠિત અને મોભાદાર હોય તેમના પ્રત્યેનો હક તેમની માનમર્યાદાની જાળવણી છે અને ઉલમાએ દીન પ્રત્યેનો હક આ છે કે એમની તઅઝીમ અને કદર કરવામાં આવે. આ રીતે તમામ વર્ગોના હકની અદાયગી સહિત તેમને આ કામમાં જોડાવવાની દઅવત આપવામાં આવે.




દિલ્હીના એક વેપારી એક જમાઅત સાથે કામ કરીને સિંધથી પરત આવ્યા હતા. ત્યાંના કામનો અહેવાલ એમનાથી સાંભળીને હઝરત (રહ.)એ ફરમાવ્યું :–

"દોસ્તો ! આપણું આ કામ (ઈસ્લાહી અને તબ્લીગી પ્રયત્નો) એક પ્રકારનો 'અમલે તસ્ખીર' છે. (એટલે કે જે કોઈ આ કામને પોતાની ધૂન બનાવી લેશે, અલ્લાહ તઆલા તેનાં કામ બનાવતો રહેશે.) જો તમે અલ્લાહના કામમાં લાગશો તો જમીન અને આસ્માન અને હવાઓ સુધ્ધાં તમારાં કામ અંજામ આપશે. – તમે અલ્લાહના કામ માટે કારોબાર અને ઘર છોડીને નીકળ્યા હતા, હવે પોતાની આંખોથી જોઈ

લેજો કે તમારા વેપારધંધાઓમાં કેટલી બરકત થાય છે !

**–અલ્લાહના દીનની મદદ કરીને જે અલ્લાહથી મદદની ઉમ્મીદ ન રાખે તે ફાસિક અને બેનસીબ છે.**

–મુરત્તિબ કહે છે કે છેલ્લું વાક્ય હઝરત (રહ.)એ એવા અંદાઝમાં અને એટલા જુસ્સાથી ઉચ્ચાર્યું કે મજલિસમાં હાજર રહેલા તમામનાં દિલ હચમચી ઊઠયાં.



ફરમાવ્યું – આપણા આ કામની સહીહ તરતીબ તો આ જ છે કે પહેલાં નજીક નજીકના વિસ્તારોમાં જવામાં આવે અને પોતાના માહોલમાં કામ કરતાં કરતાં આગળ વધવામાં આવે. દાખલા તરીકે અહીંયાથી જમાઅતો પહેલા કર્નાલ, પાણીપત વગેરે પ્રદેશોમાં જાય, પછી ત્યાંથી પંજાબ અને ભાવલપુર રિયાસતના વિસ્તારોમાં કામ કરતાં કરતાં સિંધ જાય. – પરંતુ ક્યારેક ક્યારેક કાર્યકર્તાઓમાં નિશ્ચય અને આત્મવિશ્વાસ પેદા કરવા માટે શરૂમાં પણ દૂર દૂર મોકલી દેવામાં આવે છે. – આજકાલ સિંધ, મુંબઈ વગેરે સ્થળોએ જમાઅતો મોકલવાનો આ જ મકસદ છે. આ લાંબી મુસાફરીઓના કારણે આત્મવિશ્વાસ અને કામનો ઉત્સાહ

પેદા થશે.

## ૧૩૮

ફરમાવ્યું – અમારા આ કામમાં વ્યાપકતા (ફેલાવ) કરતાં વધારે જમાવટ (રુસૂખ)ની જરૂરત છે; પરંતુ આ કામનો તરીકો એવો છે કે જમાવટની સાથે જ ફેલાવ પણ હોવો જોઈએ. કેમ કે, જમાવટ એના વગર પેદા જ નહીં થઈ શકે કે આ દઅવતને લઈને શહેરો શહેરોમાં અને દેશ–વિદેશમાં ફરવામાં આવે.

## ૧૩૯

એક અકીદતમંદ સાહેબ (જેમને હઝરતના તબ્લીગી કામ સાથે પણ સંબંધ હતો અને એ સિવાય લેખન–સંપાદન કાર્ય એમનો ખાસ મશગલો હતો)થી એક દિવસે ફરમાવ્યું – "હું અત્યાર સુધી આ વાતને પસંદ કરતો ન હતો કે આ તબ્લીગી કામ વિશે (અખબારો–સામયિકોમાં) લખવામાં આવે અને લખાણો દ્વારા તેની દઅવત આપવામાં આવે, બલકે હું તેનાથી રોકતો રહ્યો. – પરંતુ હવે હું કહું છું કે લખવામાં આવે અને તમે પણ આ વિશે ખૂબ લખો, પરંતુ અહીંના ફલાણા ફલાણા કામ કરવાવાળાઓને મારી આ વાત પહોંચાડીને તેઓની રાય પણ લઈ લો. (આ મુજબ તે

હઝરાતને હઝરત મવલાનાની આ વાત પહોંચાડીને તેઓનો અભિપ્રાય માંગવામાં આવ્યો. તે હઝરાતે પોતાનો અભિપ્રાય આપતાં જણાવ્યું કે આ બાબતે અત્યાર સુધી જે અભિગમ રહ્યો છે તે જ રહેવો જોઈએ, અમારી દષ્ટિએ એ જ વધારે સારું છે) – હઝરત મવલાના (રહ.)ને જ્યારે તે હઝરાતની આ રાય પહોંચાડવામાં આવી તો ફરમાવ્યું –

'પહેલાં આપણે એકદમ કટોકટીભર્યા સંજોગોમાં હતાં, કોઈ આપણી વાત સાંભળતું ન હતું અને ન કોઈને આપણી વાત સમજમાં આવતી હતી. તે વખતે આ જ જરૂરી હતું કે આપણે પોતે જ લોકો પાસે જઈને એમનામાં તલબ પેદા કરીએ અને અમલથી આપણી વાત સમજાવીએ. તે વખતે જો લખાણો મારફત આમ દઅવત (જાહેર આમંત્રણ) આપી દેવામાં આવત તો લોકો કંઈકનું કંઈક સમજ જ અને પોતાની સમજ અનુસાર આ કામ વિશે મનમાં અભિપ્રાય બાંધત. અને જો વાત કંઈક અંશે દિલ પર અસર કરતી તો પોતાની સમજ મુજબ આ કામ માટે ઊલટી–સીધી રીતે અમલી તશ્કીલ કરત અને પછી જ્યારે તેનાં પરિણામો અવળાં આવત તો આપણી પદ્ધતિને નાકિસ કહેત. એટલા માટે તે સમયે લખાણો મારફત આપણી દઅવતને પહોંચાડવાનું યોગ્ય જણાતું ન હતું. – પરંતુ હવે અલ્લાહ તઆલાના ફઝલો કરમથી અને તેની મદદથી સંજોગો બદલાઈ ગયાં છે, આપણી અનેકાનેક જમાઅતો ઠેર ઠેર ફરીને આ કામનો તરીકો લોકોને બતાવી

ચૂકી છે અને હવે લોકો તાલિબ બનીને જાતે જ આપણી પાસે આવે છે. અને અલ્લાહ તઆલાએ આપણને એટલાં માણસો આપી દીધાં છે કે જો ક્યાંકથી જમાઅતની માંગ થાય અને કામ શીખવવા માટે જમાઅતોની જરૂર પડી જાય તો મોકલી શકાય છે. – તો આ બદલાયેલાં સંજોગોમાં પણ કટોકટીભર્યા પ્રારંભિક ઝમાનાની કાર્યપદ્ધતિના એક એક ભાગને વળગી રહેવું યોગ્ય નથી. એટલા માટે હું કહું છું કે લખાણો (પ્રકાશન) મારફત પણ દઅવત આપવી જોઈએ.




ફરમાવ્યું – હવે એવું કહેવાનું છોડી દો કે ત્રણ દિવસ આપો અથવા પાંચ દિવસ આપો અથવા સાત દિવસ આપો. બસ, એમ કહો : રસ્તો આ છે. જે જેટલું કરશે તેટલું પામશે. આ કામની કોઈ હદ કે અંત નથી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું કામ બધા નબીઓથી વધીને છે અને હઝરત અબૂબક્ર (રદિ.)ની એક રાત અને એક દિવસના કામને હઝરત ઉમર (રદિ.) પામી ન શક્યા. પછી એની સીમા કે અંતની તો વાત જ ક્યાં ? આ તો સોના–ચાંદીની ખાણ છે, જેટલું ખોદતાં જશો એટલું નીકળતું જશે.

## ૧૪૧

ભૌતિક ફાયદાઓ માટે ઈસ્લામના શત્રુઓનો હાથો બનનારા મુસલમાનોનો ઉલ્લેખ કરતાં ફરમાવ્યું –

"જો તમે તેઓમાં સ્વાર્થીપણા અને મતલબપરસ્તીને સ્થાને ખુદાપરસ્તીનો જઝબો પેદા કરી શકશો તો પછી તેઓ પેટ અને અન્ય સ્વાર્થ ખાતર દુશ્મનોના હાથા કેવી રીતે બનશે ? દિલનું રુખ અને અંતરની ભાવનાઓને બદલ્યા વગર જીવનની દિશા બદલાવવાની કોશિશ ગલત છે. સાચો માર્ગ આ જ છે કે લોકોના દિલોને અલ્લાહ તઆલાની તરફ ફેરવી દો. પછી એમનું આખું જીવન અલ્લાહના હુકમો મુજબનું થઈ જશે. "લા ઈલાહ ઈલ્લલ્લાહ"નો આ જ મકસદ છે અને આપણી આ તહરીકની બુનિયાદ પણ આ જ છે.

## ૧૪૨

લોકોમાં સૌ પ્રથમ ઈમાન અને દીનની કદર પેદા કરવાની કોશિશ કરવામાં આવે. એના વગર લોકો સામે દીનના તફસીલી અહકામ રજૂ કરવા યોગ્ય નથી એ વિષય ઉપર વાત કરતાં હઝરત (રહ.)એ એક તાલિબે ઈલ્મનો કિસ્સો આ રીતે બયાન ફરમાવ્યો –

"કોઈ તાલિબે ઈલ્મને એમના બુઝુર્ગ ઉસ્તાઝ સાહેબે આ યકીન અપાવ્યું હતું કે દુનિયામાં સૌથી વધારે મૂલ્યવાન વસ્તુ ઈલ્મે દીન છે, દીનનો એક એક મસ્અલો લાખો રૂપિયાથી વધારે કિંમતી છે. એક દિવસે તે તાલિબે ઈલ્મને પોતાનાં તૂટેલાં ચપ્પલ રિપેર કરાવવાની જરૂરત પડી. તે મોચી પાસે ગયા. જયારે મજૂરીની વાત આવી તો તે તાલિબે ઈલ્મએ કહ્યું કે હું તમને દીનનો એક મસ્અલો બતાવી દઈશ. મોચી મજાક સમજયો, પરંતુ જયારે તેને બરાબર એવી ખાતરી થઈ કે આ મજાકની વાત નથી તો તેણે તાલિબે ઈલ્મને પોતાની દુકાનેથી ઉઠાડી મૂકયો. – તાલિબે ઈલ્મ પોતાના ઉસ્તાઝ પાસે આવ્યો અને કહ્યું કે આપ તો કહેતા હતા કે દીનનો એક મસ્અલો લાખો રૂપિયાથી વધારે કિંમતી છે અને મોચી તો એના બદલામાં ચપ્પલ સાંધવા પણ તૈયાર ન થયો. તે બુઝુર્ગે (જે શહેરના મશહૂર અને લોકપ્રિય શૈખ હતા) તાલિબે ઈલ્મને એક હીરો આપ્યો અને એનાથી કહ્યું કે શાક માર્કેટમાં જઈને આ હીરાની કિંમતની ચકાસણી કરાવી લાવો. તે પહેલાં એક બોર વેચનારી પાસે ગયો અને એનાથી પૂછયું કે આ પથ્થર તું કેટલામાં લઈશ ? તેણીએ કહ્યું કે આ મારા શા કામનો ? ચટણી વાટવા માટે ખલ તરીકે પણ કામ લાગી શકે એમ નથી. જો તારે આપવો જ હોય તો હું તેના બદલામાં પાંચ બોર આપીશ, મારું છોકરું તેનાથી રમશે. ત્યાર બાદ એક બીજી બોરવાળીને એમણે વાત કરી. તેણીએ પણ એવું જ કહ્યું કે આ

મારા કોઈ કામનો નથી.

તાલિબે ઈલ્મ પોતાના ઉસ્તાઝ પાસે પરત આવ્યા અને કહ્યું કે શાક માર્કેટમાં તો આ હીરાને બેકાર બતાવવામાં આવ્યો અને એક બોરવાળી મુશ્કેલથી પાંચ બોરના બદલામાં લેવા માટે તૈયાર થઈ.

ઉસ્તાઝે કહ્યું કે હવે એને લઈને ઝવેરી બજારમાં જાઓ અને ઝવેરી પાસે એનું મૂલ્ય અંકાવો, પરંતુ કોઈને પણ આપતા નહીં.

તે ગયા અને એક ઝવેરીની દુકાન પર જઈને એમણે તે હીરો બતાવ્યો. દુકાનદાર તાલિબે ઈલ્મની સૂરત જોઈને પહેલાં તો એને ચોર સમજી બેઠો, પરંતુ જ્યારે એવી ખબર પડી કે ફલાણા બુઝુર્ગે એને મોકલ્યો છે તો એણે કહ્યું કે આ હીરો ખરીદવાની શક્તિ અમારામાં નથી. કોઈ બાદશાહ જ તે ખરીદી શકે છે. – તાલિબે ઈલ્મએ ઉસ્નાઝ પાસે આવીને આ બાબત પણ જણાવી.

એમણે કહ્યું કે જેવી રીતે બોર વેચનારી હીરાની કિંમત જાણતી ન હોવાથી એક પૈસામાં પણ ખરીદવા તૈયાર ન થઈ, એવી જ રીતે પેલો મોચી પણ જાણતો ન હતો કે દીનના મસ્અલાની કિંમત શું હોય છે. ભૂલ તમારી છે કે તમે નાકદરદાનને કદરદાન સમજ્યો.''

ત્યારબાદ આ જ સિલસિલામાં દીનની કદરથી વાકેફ એવા એક બાદશાહનો કિસ્સો બયાન કરતાં ફરમાવ્યું –

"એક દીનદાર અને દીનના કદરદાન બાદશાહે પોતાનો છોકરો એક મૌલ્વી સાહેબને સોંપ્યો કે એને ઈલ્મે દીન શીખવાડો. તે છોકરો એકદમ બેસમજ અને ઓછી બુદ્ધિનો હતો. મૌલ્વી સાહેબે વારંવાર બાદશાહને ખબર આપી કે આ છોકરો પઢવાને લાયક નથી, પરંતુ બાદશાહનો હુકમ એવો જ આવતો રહેતો કે એ વાતની બિલકુલ પરવા ન કરો. જો તે પોતાની અલ્પ બુદ્ધિ અને નાસમજીના કારણે ઈલ્મને મનમાં ઠસાવી શકતો નથી તો તમે એને કિતાબોના શબ્દો અનુસાર કેવળ પઢાવી દો. અને આ રીતે શાબ્દિક પઢાઈ થતી રહી. જયારે આ રીતે શિક્ષણ પૂરું થઈ ગયું તો બાદશાહે ઘણી જ ખુશી મનાવી અને પોતાના પુત્રને ફરમાઈશ કરી કે દીનની કોઈ વાત બતાવો. છોકરાએ કહ્યું કે મને તો કંઈ યાદ નથી. બાદશાહે કહ્યું કે જે મસ્અલો તમને યાદ હોય તે કહો. છોકરાએ હૈઝ વિશે એક મસ્અલો બતાવ્યો. બાદશાહે ભરસભામાં કહ્યું કે મારી આખી સલ્તનત ખર્ચ કરતાં પણ તમને કેવળ આ મસ્અલો આવડી જાત તો પણ ફાયદો જ ફાયદો હતો.

ભાઈઓ ! લોકો દીન ઉપર અમલ કરતાં થાય તે માટે પહેલાં એમનામાં હકીકી ઈમાન, આખિરતની ફિકર અને દીનની કદર

પેદા કરો. અલ્લાહ ઘણો જ ગયરતવાળો છે, તે નાકદરી કરનારાઓને નથી આપતો. – તમે પણ પોતાના અકાબિરથી દીનને અત્યંત કદર સાથે શીખો. અને આ કદરનો તકાઝો આ છે કે એમને પોતાના મોટા મુહસિન સમજો અને એમની માનમર્યાદા બરાબર જાળવો. હદીષે પાકમાં છે : "જે માણસે પોતાના મુહસ્સિન શુભેચ્છકોનો આભાર ન માન્યો, તેણે અલ્લાહનો પણ આભાર ન માન્યો."




આ જ વિષયના અનુસંધાનમાં ફરમાવ્યું – કોઈ પણ મામલામાં આપખુદશાહી અને મનમાની ન હોય, બલકે પોતાને તે અકાબિરના મશ્વરાને આધીન રાખો, જેમના ઉપર દીનના બારામાં અલ્લાહ સાથે ખાસ તઅલ્લુક રાખનારા અકાબિરે મર્હૂમીને વિશ્વાસ જાહેર કર્યો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પછી સહાબએ કિરામ (રદિ.)નો સર્વસામાન્ય અભિગમ આ જ હતો કે તેઓ એ અકાબિર પર વધારે વિશ્વાસ રાખતા હતા, જેમના પર હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખાસ ભરોસો રાખતા હતા. અને પછી તે હઝરાત વધારે ભરોસાપાત્ર ગણવામાં આવ્યા, જેમના ઉપર હઝરત અબૂબક્ર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.)એ ભરોસો મૂક્યો હતો. દીનમાં ભરોસા માટે અત્યંત સાવચેતીપૂર્વક પસંદગીની જરૂરત છે,

નહીં તો ભયંકર ગુમરાહીઓનો ખતરો છે.

## ૧૪૪

ફરમાવ્યું – અકબર બાદશાહની ગુમરાહીનું એક ખાસ કારણ આ હતું કે શરૂમાં એણે ઉલમા ઉપર ઘણો જ ભરોસો મૂક્યો, અને એટલે સુધી કે પોતાની લગામ જ ઉલમાની સમિતિને સોંપી દીધી.....પણ ઉલમાની પરખ અને પસંદગીની સલાહિયત કે લાયકાત એનામાં ન હતી. પરિણામ આ આવ્યું કે દુનિયાપરસ્તો અને લાલચુ તત્ત્વોનો મેળો જામી ગયો. જ્યારે અકબરને આ કહેવાતા ઉલમાની સ્વાર્થલીલા અને લોભલાલચનો અનુભવ થયો તો તે ઉલમાથી સખ્ત નફરત કરવા લાગ્યો. પછી તો હાલત ત્યાં સુધી પહોંચી ગઈ કે ઉલમાથી તે બિલકુલ વિમુખ થઈ ગયો અને અન્ય મઝહબના આગેવાનોએ તેના માનસ ઉપર વર્ચસ્વ જમાવી દીધું. પછી ઈસ્લામના બદલે ''દીને ઈલાહી''નો જન્મ થયો.[1]

## ૧૪૫

ફરમાવ્યું – મારી આ બિમારી અને કમઝોરીના કારણસર

(1 ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહ. પણ પોતાના કેટલાંક મકાતીબમાં આવો જ ઉલ્લેખ કર્યો છે અને દુન્યાપરસ્ત એવા દંભી ઉલમાને જ અકબરની ગુમરાહીનો સબબ ગણાવ્યા છે.)

ઉલમાએ કિરામ અને નિષ્ણાત ડોક્ટરોનો એક જ ફેંસલો છે કે હું વાતચીત બિલકુલ ન કરું, બલકે સલામ અને મુસાફહા પણ ન કરું. હું એમના આ ફેંસલાનું ઉલ્લંઘન માત્ર આ દીની કર્તવ્ય (ઈસ્લાહ અને તબ્લીગ)ના ઉત્થાન માટે કરું છું, જેના વિશે હું જાણું છું કે જો હું એને અદા નહીં કરું તો પછી આ કામ હાલના સમયમાં આગળ નહીં વધી શકે. સૂરએ તવબહની આયત ''મા કાન લિ અહ્‌લિલ્ મદીનતિ વ મન હવ્લહુમ......'' થી આ વાત જાણવા મળે છે કે જો કોઈ સમયે દીનનું કામ ગણ્યા-ગાંઠ્યા લોકો જ કરી રહ્યા હોય તો પછી એવા સમયે આ લોકોએ પોતાના પ્રાણની પરવા કરવી જાઈઝ નથી.




ફરમાવ્યું – સામાન્ય રીતે કામ કરનારાઓ મોટા માણસો તરફ વધારે ધ્યાન આપે છે અને અલ્લાહનાં ગરીબ અને નિરાધાર બંદાઓ આવે તો એમની તરફ વધારે ધ્યાન નથી આપતા. આ એક પ્રકારનું ભૌતિકવાદી વલણ છે. જે પોતાની જાતે જ તમારી પાસે આવે તે અલ્લાહનો મોકલેલો છે અને જેના પાછળ પડીને તમે લાવ્યા હોય તે તમારી કમાણી છે અને અલ્લાહની દેનની કદર પોતાની કમાણી કરતાં વધારે હોવી જોઈએ. આ સાધનવિહોણા ગરીબ મેવાતીઓ, જે અહીં

દીન માટે પડયા રહે છે તેમની કદર કરો. જરા વિચારો તો ખરા કે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કેમ આ દુઆ કરી હશે –

**''હે અલ્લાહ ! મને ગરીબીની હાલતમાં જીવાડ, ગરીબીની હાલતમાં મને મોત આપ અને કિયામતના દિવસે ગરીબોના સમૂહમાં મારો હશ્ર ફરમાવ.''**




ફરમાવ્યું – હઝરત ગંગોહી રહ્‌મતુલ્લાહિ અલયહિ આ ઝમાનામાં (એટલે કે હઝરત મવલાના ઈલ્યાસ રહ.નો ઝમાનો) કુતુબ અને મુજદ્દિદ હતા, પરંતુ જરૂરી નથી કે સુધારા અને પુન્રુત્થાનનાં બધાં જ કામ મુજદ્દિદના જ હાથ ઉપર જાહેર થઈ જાય, બલકે મુજદ્દિદના વિશ્વાસુ સાથીઓ મારફત જે કામ થાય તે પણ આખરે તો મુજદ્દિદનું જ કામ છે. જેમ કે, હઝરાતે ખુલફાએ રાશિદીન અને વિશેષરૂપે હઝરાતે શયખૈનનું કામ હકીકતમાં તો રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું જ કામ છે.




ફરમાવ્યું – દીનની મહામૂલી નેઅમત જે મુબારક

હસ્તીઓ દ્વારા આપણા સુધી પહોંચી એમનો શુક્ર ન માનવો અને એમનાથી મુહબ્બત ન કરવી મહરૂમી છે. અને એવી જ રીતે એમને જ અસલના સ્થાને સમજી લેવા એ પણ શિર્ક અને ખુદાની નારાઝગીનો સબબ છે. (અર્થાત્ ન તો દીનના મહાન ખાદિમોની ખિદમાતનો ઈન્કાર કરવો યોગ્ય છે અને ન જ એમને એમના દરજજાથી વધીને કોઈ સ્થાન આપી દેવું ઉચિત છે, જેમ કે, આજે કેટલાક લોકો વ્યક્તિપૂજામાં સપડાયેલા છે. અસલમાં દીનના ખાદિમોએ પોતાની શક્તિથી દીનની ખિદમત નથી કરી, બલકે અલ્લાહ તઆલાએ એમનાથી કામ લીધું છે.)

દીનનું કામ કરનાર મુબારક હસ્તીઓની ખિદમાતનો સ્વીકાર ન કરવો એ એમનું અવમૂલ્યન છે અને એમને જ અસલનું સ્થાન આપી દેવું એ વ્યક્તિપૂજા છે અને સિરાતે મુસ્તકિમ આ બંનેની વચ્ચે છે, ન એમના સ્થાનનું અવમૂલ્યન હોય અને ન એમનું સ્થાન નક્કી કરવામાં અતિરેક હોય.




ફરમાવ્યું – અલ્લાહ તઆલાએ પોતાની સિફાત અને આદાતનું જે વર્ણન કુર્આને પાકમાં કર્યું છે એના ઉપર એવી જ રીતે ઈમાન રાખવું જોઈએ. પોતાની ઝાત અને સિફાત વિશેના અલ્લાહ તઆલાના બયાનનો કોઈ અન્યનું બયાન મુકાબલો

કરી શકતું નથી. ખુદ અલ્લાહના માનવંત રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું –

**"હે અલ્લાહ ! અમે તારી તારીફ બયાન કરી શકતા નથી. તું એવો જ છે, જેવી કે તેં પોતે પોતાની તારીફ બયાન કરી છે."**




હઝરત ગંગોહી (ન.મ.)ના નવાસા હઝરત હાફિઝ મુહમ્મદ યઅકૂબ સાહેબ ગંગોહી ઝિયારત અને ઈયાદત માટે તશરીફ લાવ્યા. એમના સાથે એમના જ કુટુંબનાં કોઈ ખાતૂન પણ હતાં (બનતા સુધી એમનાં સાહેબઝાદી જ હતાં). તે ખાતૂન પણ હઝરત મવલાના રહ.ની ઈયાદત માટે આવ્યાં હતાં. હઝરત (રહ.)એ પરદાની વ્યવસ્થા કરીને એમને કમરામાં જ બોલાવી લીધાં. એમને સંબોધીને જે કાંઈ ફરમાવ્યું તે પૈકી અમુક શબ્દો આ મુજબ છે :–

"મન્ લમ્ યશ્કુરિન્નાસ, લમ્ યશ્કુરિલ્લાહ." અર્થાત્ :

"જે લોકોનો શુક્ર નથી માનતો તે અલ્લાહનો પણ શુક્ર નથી માનતો. મને દીનની નેઅમત આપના કુટુંબ મારફત મળી છે. હું આપના કુટુંબનો ગુલામ છું. ગુલામ પાસે જો કોઈ સારી વસ્તુ આવી જાય તો એની નૈતિક ફરજ છે કે એ

વસ્તુ તોહફા સ્વરૂપે પોતાના આકા સામે પેશ કરી દે. આપના ગુલામ પાસે આપના જ કુટુંબ પાસેથી મેળવેલો "વિરાસતે નુબુવ્વત"નો તોહફો છે. એના સિવાય અને એનાથી ઉત્તમ મારી પાસે કોઈ વસ્તુ નથી, જેને હું આપની ખિદમતમાં પેશ કરી શકું.

દીન શું છે ? પ્રત્યેક પળે અને પ્રત્યેક સ્થળે પોતાની મનેચ્છાઓથી બચીને અલ્લાહ તઆલાના હુકમોનું ધ્યાન રાખીને એ મુજબ જીવવું એ દીન છે. અને અલ્લાહના હુકમોની તલાશ અને ધ્યાન વગર જીવવું એ દુનિયા છે.

આ તરીકાથી થોડાંક દિવસોમાં તે પરિણામ મેળવી શકાય છે, જે બીજા તરીકાઓથી પચ્ચીસ વર્ષમાં પણ નથી મળતું.

હું મા-બહેનોને કહું છું કે દીનના કામોમાં તમે પોતાના ઘરના મર્દોની મદદગાર બની જાઓ. એમને શાંતિપૂર્વક દીનના કામોમાં લાગવાનો મવકો આપી દો. અને ઘરેલૂ કામોનો બોજ એમના ઉપરથી હલકો કરી દો, જેથી તેઓ નિશ્ચિંતપણે દીનનું કામ કરે. જો મા-બહેનો આ મુજબ નહીં કરે તો "શયતાનની જાળ" બની જશે.

દીનની હકીકત છે પોતાના દિલની ભાવનાઓને અલ્લાહના હુકમોને પાબંદ બનાવી દેવી, માત્ર દીની મસાઈલની જાણકારી મેળવી લેવાનું નામ દીન નથી. યહૂદી

ઉલમા દીનની બાબતો અને પોતાની શરીઅતના મસાઈલ ખૂબ જાણતા હતા, પરંતુ પોતાની ભાવનાઓ (જઝબાત)ને એમણે અલ્લાહ તઆલાના હુકમોને આધીન બનાવી ન હતી એટલા માટે અલ્લાહના ગુસ્સા અને જાકારાનો ભોગ બન્યા."

આ જ વાતચીત દરમિયાન કોઈ ખાસ મામલા વિશે હઝરત (રહ.)થી દુઆની દરખાસ્ત કરવામાં આવી તો ફરમાવ્યું–

જે કોઈ તકવા ધારણ કરી લે એટલે કે જઝબાતને અલ્લાહના હુકમો અનુસાર ઢાળી દે તો પછી અલ્લાહ તઆલા એ વ્યક્તિની તમામ મુશ્કેલીઓ પરદ–એ–ગયબથી હલ કરી દે છે અને એવી રીતે એની મદદ કરે છે કે ખુદ એને કલ્પના (વહમો–ગુમાન) પણ નથી હોતી. **"જે કોઇ અલ્લાહથી ડરે છે તેના માટે અલ્લાહ રસ્તો કાઢી દે છે અને એવી રીતે રિઝ્ક અતા ફરમાવે છે, જેની એને કલ્પના સુદ્ધાં નથી હોતી."**

અલ્લાહ તઆલાની ખાસ મદદ મેળવવાની ખાતરીવાળી અને શરતી તદબીર આ છે કે એના દીનની મદદ કરવામાં આવે. કુર્આને કરીમમાં સાફ જણાવવામાં આવ્યું છે કે જો તમે અલ્લાહના દીનની મદદ કરશો તો અલ્લાહ તમારી મદદ કરશે.

જો તમે અલ્લાહના દીનની મદદ કરો તો નુકસાનકારક વસ્તુઓ તમારા માટે ફાયદાકારક બની જાય. હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામે હૃદય રેડીને અલ્લાહના દીનની મદદ કરી તો અલ્લાહ તઆલાએ એમના માટે આગને બાગ બનાવી દીધી. એવી જ રીતે હઝરત મૂસા અલયહિસ્સલામ અને એમની કોમને અલ્લાહ તઆલાએ ડૂબાડી દેવાનો ગુણ ધરાવનાર દરિયા મારફત સલામતી સાથે કિનારા સુધી પહોંચાડી દીધા.




તારીખ ૨ જુમાદલ ઊલા હિજરી સન ૧૩૬૩ (બુધવાર)ના રોજ રાત્રે દારુલ ઉલૂમ–દેવબંદના તલબાની એક જમાઅત આવી હતી. રાત્રે ઈશાના સમયે હઝરત (રહ.)ને ઝાડાની તકલીફ થઈ ગઈ હતી, જેના કારણે ઘણી જ કમઝોરી આવી ગઈ હતી. વાત કરવાની પણ તાકાત રહી ન હતી. સવારે ફજરની નમાઝ પછી ખાકસાર (આ કિતાબના સંપાદક)ને બોલાવીને ઈરશાદ ફરમાવ્યો–

''આપના કાન બિલકુલ મારા હોઠોને લગાડી દો અને સાંભળો...આ તલબા અલ્લાહની અમાનત અને એની ભેટ છે. તેની કદર અને શુક્રિયા આ છે કે એમનો સમય એમની હેસિયત મુજબ પૂરા એહતિમામ સહિત કામમાં લગાવવામાં

આવે અને થોડો ઘણો સમય પણ વ્યર્થ ન જાય. તેઓ એકદમ ઓછો સમય કાઢીને અહીં આવ્યા છે. પહેલાં મારી આ બે-ત્રણ વાતો એમને પહોંચાડી દો :-

(૧) પોતાના તમામ ઉસ્તાઝોનું સન્માન અને એમના માન-મોભાની જાળવણી કરવી એ આપ સૌનું મહત્ત્વપૂર્ણ અને વિશેષ કર્તવ્ય છે. આપ સૌએ એમની એવી તઅઝીમ કરવી જોઈએ, જેવી કે દીનના ઈમામોની કરવામાં આવે છે. તેઓ આપ લોકો માટે ઈલ્મે નુબુવ્વતની પ્રાપ્તિનો ઝરીયો છે. અને જે માણસે કોઈને દીનની એક વાત પણ શીખવાડી તે એનો ઉસ્તાઝ થઈ જાય છે. તો પછી મુસ્તકિલ રીતે ઈલ્મે દીન શીખવાડનાર ઉસ્તાઝોનો હક સમજી શકાય તેમ છે, બલકે અસાતિઝા વચ્ચે કોઈ પ્રકારના વાદવિવાદ હોય તો પણ દરેક પ્રત્યે એક સમાન રીતે માન જાળવવું જોઈએ, ભલે મુહબ્બત અને આત્મીયતા કોઈ પ્રત્યે ઓછી અને કોઈ પ્રત્યે વધુ હોય, પરંતુ વિવેક અને અઝીમતમાં ફર્ક ન આવવો જોઈએ અને દિલમાં એમના વિશે કોઈ પ્રકારની ખોટી ભાવના ન આવવી જોઈએ. કુર્આન મજીદે તો પ્રત્યેક મોમિનનો આ હક બતાવ્યો છે કે એના વિશે દિલમાં કોઈ પણ પ્રકારનો દ્વેષભાવ કે વેર ન જન્મે તે માટે અલ્લાહ તઆલાથી દુઆ કરતાં રહેવું જોઈએ, ફરમાવ્યું – **''ન રાખ અમારા દિલોમાં ઈમાનવાળાઓ માટે કોઇ કપટ અને દ્વેષભાવ.''**

–અને અલ્લાહના માનવંત રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું – **"તમારામાંથી કોઇ મારા સુધી એકબીજાની ઊણપો ન પહોંચાડે. હું ઇચ્છું છું કે હું જયારે તમારી પાસે આવું તો મારો સીનો તમારા બધાં વિશે સાફ હોય."**

અને અમુક રિવાયતોથી જણાય છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાની વફાતની દુઆ એ સમયે માંગી, જયારે કે ઉમ્મત ખૂબ ફેલાવવા લાગી અને આપને ખતરો થયો કે ક્યાંક અજાણતામાં કોઈકના દિલમાં મારા વિશે કોઈ મેલ ન આવી જાય અને એ કારણે ક્યાંક એ બરબાદ થઈ જાય !

આ જ સિલસિલામાં ફરમાવ્યું –

આ કામોનો અજ્ર (એટલે કે નાનાં–મોટાંના હુકૂકની કાળજી રાખવાનો અજ્ર) અરકાનથી વધીને છે. અરકાન (નમાઝ, રોઝા વગેરે)ની અદાયગીના પરિણામે તે જિંદગી પેદા થઈ શકે છે, જે અલ્લાહ તઆલા આપણાથી ચાહે છે. બે પક્ષો વચ્ચે સુલહનો મામલો હુકૂકુલ્ ઈબાદ સાથે સંબંધ ધરાવે છે અને અલ્લાહ તઆલા તો પોતાના બંદાઓના હકમાં અત્યંત દયાળુ અને મહાકૃપાળુ છે, તેના કરમથી તો માફીની જ વધારે ઉમ્મીદ છે. પરંતુ બંદાઓ તો એવા જ છે, જેવા કે તમે પોતે છો. માટે બંદાઓના હુકૂકની અદાયગીનો મામલો

અત્યંત મહત્ત્વનો છે. અને પછી આ સંદર્ભમાં ઈલ્મે દીન આપનાર અસાતિઝાના હુકૂકનો મામલો તો એનાથી પણ વધારે નાજુક છે, તો આ તલબાને મારો એક પયગામ તો આ પહોંચાડો કે પોતાની ઝિન્દગીના આ પાસાંની ઈસ્લાહ માટે ખાસ ફિકર કરે.

(૨) બીજી વાત આ છે કે તેઓ હંમેશા આ ફિકરમાં રહે કે જે કાંઈ ઈલ્મ મેળવ્યું છે અને મેળવવાનું છે તે અનુસાર જ ઝિન્દગી વીતે. ઈલ્મે દીનનો આ પહેલો અનિવાર્ય હક છે. દીન કોઈ કલા કે ફિલોસોફીનું નામ નથી, બલકે ઝિન્દગી ગુઝારવાનો તે તરીકો છે, જે હઝરાતે અમ્બિયાએ કિરામ અલયહિમુસ્સલામ દુનિયામાં લઈને પધાર્યા. અલ્લાહના માનવંત રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેવા ઈલ્મથી પનાહ માંગી છે, જે ફાયદાકારક ન હોય. અને આ સિવાય પણ બે–અમલ આલિમ માટે કુર્આન અને હદીષમાં જે આકરી વઈદો બતાવવામાં આવી છે તે આપ સૌની જાણમાં છે. આ પણ સમજી લેવું જોઈએ કે આલિમની બે–અમલી આ નથી કે તે નમાઝ ન પઢે, રોઝા ન રાખે, શરાબ પીએ અથવા ઝિના કરે. આ ગુનાહો તો સામાન્ય માણસોમાં સામાન્યપણે જોવા મળે છે. આલિમ માટે ગુનાહ આ છે કે તે પોતાના ઈલ્મ ઉપર અમલ ન કરે અને તેનો હક અદા ન કરે.

કુર્આને મજીદમાં અહલે કિતાબના ઉલમા વિશે ફરમાવવામાં આવ્યું છે : **''એમના વચનભંગના કારણે અમે તેમના ઉપર લઅનત કરી અને એમના દિલોને સખત કરી દીધાં.''**

(૩) ત્રીજી વાત તલબાને આ કહેવામાં આવે કે એમનો વખત ઘણો જ કિંમતી છે અને તેઓ ઘણો જ ઓછો સમય લઈને આવ્યા છે. માટે એક સેકંડ પણ અહીંયા વેડફાઈ ન જાય, બલકે અહીંના ઉસૂલો મુજબ તઅલીમ અને મુઝાકરાના કામોમાં વ્યસ્ત રહે, પુરાનાઓ સાથે વાતચીત કરે અને એમના જ સાથે રહીને શહેર (દિલ્હી)ના અરબી મદરસાઓમાં જઈને કામ કરે.




તલબાની જમાઅતને હઝરત (રહ.)નો ઉપરોક્ત પયગામ પહોંચાડવામાં આવ્યો. ત્યાર બાદ જયારે ચા–નાસ્તા માટે આ મહેમાનો (તલબાની જમાઅત) હઝરત (રહ.)ના નઝદીક આવીને બેસ્યા તો હઝરત (રહ.)એ પોતે એ તલબાને અત્યંત ધીમા અને કમઝોર અવાઝમાં ફરમાવ્યું –

''આપ હઝરાત અહીં શા માટે આવ્યા છો ? દેવબંદ જેવા વિશાળ મદરસાના માયાળુ ઉસ્તાઝો, શાનદાર

ઈમારતોવાળાં રહેઠાણો અને પોતાનો અનુકૂળ માહોલ છોડીને આપ સૌ અહીં શા માટે આવ્યા છો ? (પછી પોતે જ પોતાના આ સવાલનો જવાબ આપતાં ફરમાવ્યું–)

''એટલા માટે કે અલ્લાહના દીનને ફેલાવવાના પ્રયત્નોમાં જાન કુરબાન કરવાના શવકને જીવંત કરો અને એનો તરીકો શીખવામાં આવે અને એના ઉપર અલ્લાહ તઆલા તરફથી જે વાયદાઓ છે તેના ઉપર સંપૂર્ણ યકીન રાખીને કામ કરવાનું શીખવામાં આવે.

ત્યાર બાદ આ જ અનુસંધાનમાં ફરમાવ્યું –

''જેટલી જરૂરત આ વાતની છે કે અલ્લાહ તઆલાથી જ ઉમ્મીદ રાખવામાં આવે, એટલી જ જરૂરત આ વાતની પણ છે કે અલ્લાહ તઆલા સિવાય કોઈથી પણ ઉમ્મીદ ન રાખવામાં આવે. અલ્લાહ સિવાય તમામથી વિમુખ થઈને કામ કરવાની કોશિશ કરવામાં આવે. હદીષે પાકમાં છે કે જે લોકો અલ્લાહ સિવાય અન્ય કોઈથી ઉમ્મીદો બાંધીને સારાં કામ કરશે એમને કિયામતના દિવસે કહી દેવામાં આવશે કે જાઓ, એમની જ પાસે જઈને પોતાનો અજ મેળવી લો.''




આ જ તલબાને સંબોધતાં ફરમાવ્યું –

''નમાઝની પાબંદીના કારણે માણસની આખી ઝિન્દગી દુરુસ્ત થાય છે, પરંતુ નમાઝની પાબંદી તે સિફતો પેદા કરવાથી જ સંપૂર્ણ ગણાશે, જેનો ઝિક્ર કુર્આને મજીદમાં અલગ અલગ રીતે નમાઝના અનુસંધાનમાં કરવામાં આવ્યો છે. ઉદાહરણ તરીકે, સૂરએ મુઅ્મિનૂનની પહેલી આયતમાં સાફ જાહેર કરવામાં આવ્યું કે – **''અલબત્ત, સફળ થઈ ગયા તે ઈમાનવાળાઓ, જેઓ પોતાની નમાઝોમાં ખુશૂઅ ધરાવે છે.''** અને સૂરએ બકરહના પહેલા રુકૂઅમાં **''તે લોકો કે જેઓ ગયબ (અદૃશ્ય) પર ઈમાન રાખે છે અને નમાઝ કાયમ કરે છે....''** એમ ફરમાવીને છેવટમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે ''આ જ લોકો છે, જેઓ સફળતા પામનારા છે –કુર્આને કરીમની આ બન્ને આયતોને મેળવવાથી સ્પષ્ટ રીતે જણાય છે કે ખુશૂઅ ''નમાઝની પાબંદી''ની એક મહત્ત્વપૂર્ણ શરત છે અને ખુશૂઅ વગર નમાઝ પઢનારાઓ ''નમાઝને કાયમ કરનારા'' નથી અને નમાઝોમાં ખુશૂઅ પેદા કરવાની પદ્ધતિ વિશે બીજી આયતમાં ઈશારો કરવામાં આવ્યો છે કે અલ્લાહ તઆલા સામે હાજરી આપવાના યકીનને વધારેમાં વધારે મજબૂત બનાવવામાં આવે. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે –

**''વ ઇન્નહા લકબીરતુન ઇલ્લા અલલ્ ખાશિઇનલ્લઝીન યઝુન્નૂન અન્નહુમ્મુલાકૂ રબ્બિહિમ**

**વ અન્નહુમ ઇલયહિ રાજિઊન."**

**("અને તે (નમાઝ) બોજારૂપ છે, પરંતુ તે લોકો માટે બોજારૂપ નથી, જેઓ પોતાના પરવરદિગારની મુલાકાતની આશા રાખે છે અને માને છે કે પોતાને તેની જ તરફ પાછા ફરવાનું છે.")**

ફરમાવ્યું – આ આયતે કરીમામાં "મુલાકૂ રબ્બિહિમ"ને માત્ર આખિરતની મુલાકાત સાથે ખાસ કરી લેવાનું કોઈ કારણ નથી. અલ્લાહના નેક બંદાઓને નમાઝની હાલતમાં જે સામીપ્ય અને નિકટતા નસીબ થાય છે તે પણ "પરવરદિગારની મુલાકાત"ના ભાવાર્થમાં આવી જાય છે.




આ જ સિલસિલામાં ફરમાવ્યું – "કદ અફલહલ્ મુઅમિનૂન" અને "ઉલાઈક હુમુલ્ મુફલિહૂન"માં જે સફળતા અને કલ્યાણનો વાયદો કરવામાં આવ્યો છે તેને માત્ર આખિરતની સફળતા સાથે સાંકળી લેવાનું કોઈ કારણ નથી. દુનિયાની સફળતા અને કલ્યાણ પણ એમાં દાખલ છે. અને મતલબ આ છે કે જે લોકોમાં આ ઈમાની ગુણો હોય, એમને દુનિયામાં પણ સફળતા અને કલ્યાણ તરફ દોરી જવા માટે

અલ્લાહ તઆલાની ગૈબી મદદ જવાબદાર છે.




આ જ અનુસંધાનમાં ફરમાવ્યું – ગૈબી મદદ અને ગૈબી તાકત જે વસ્તુનું નામ છે તે બંદાને પહેલાંથી જ સોંપી દેવામાં નથી આવતી, બલકે અણીના સમયે સાથે કરી દેવામાં આવે છે. જાણે કે અલ્લાહના ખઝાનામાં જમા છે અને ઈમાન તથા તવક્કુલની શરત આ છે કે એના ઉપરનો ભરોસો પોતાના હાથે ઊભી કરેલી તાકાતથી વધારે હોવો જોઈએ.




આ જ સિલસિલામાં ફરમાવ્યું – "વ મિમ્મા રઝક્નાહુમ યુન્ફિકૂન"ને માત્ર માલ–દવલતના ખર્ચ સાથે જ સાંકળી લેવાનું પણ કોઈ કારણ નથી, બલકે અલ્લાહ તઆલાએ આપણને જે આંતરબાહ્ય (જાહિરી અને બાતિની) ખૂબીઓ અતા ફરમાવેલી છે, જેમ કે વિચારશક્તિ અને ફિકર તથા હાથ–પગ (અર્થાત્ માનસિક શકિતઓ અને શારીરિક શક્તિઓ), આ બધું જ અલ્લાહ તઆલાએ આપેલું છે. માટે અલ્લાહના દીન માટે આ તમામ વસ્તુઓને લગાવવી એ પણ "વ મિમ્મા રઝક્નાહુમ યુન્ફિકૂન"માં શામેલ છે.




આ જ તલબા સામે ફરમાવ્યું –

''તમે પોતાનું મૂલ્ય તો સમજો, આખી દુનિયાના ખઝાનાઓ પણ તમારી કિંમતને આંબી નથી શકતા. અલ્લાહ તઆલા સિવાય કોઈ પણ તમારી કિંમત લગાવી શકવા સમર્થ નથી. તમે સૌ હઝરાતે અમ્બિયાએ કિરામ અલયહિમુસ્સલામના પ્રતિનિધિઓ છો, જેઓ દુનિયાને સાફ કહી દે છે – ''ઈન અજ્રિય ઈલ્લા અલલ્લાહ'' (મારો અજ્ર તો કેવળ અલ્લાહ તઆલાના ઝિમ્મે છે) તમારું કામ આ છે કે તમામથી પોતાની ઉમ્મીદો રાખવાનું છોડીને અને કેવળ એક અલ્લાહપાકના તરફથી મળનાર અજ્ર પર સંપૂર્ણ યકીન રાખીને નમ્રતા અને સહાનુભૂતિપૂર્વક મુઅમિનીનની ખિદમત કરો. એનાથી જ બંદાપણાની ભાવના મુકમ્મલ થશે.




એક મશહૂર દીની જમાઅતના આગલી હરોળના કાર્યકર અને રહનુમા એકવાર હઝરત (રહ.)ની ઈયાદત અને ઝિયારત માટે પધાર્યા, હઝરતે એમની સાથે વાતચીત કરતાં ફરમાવ્યું –

''અમારે ત્યાં (નાણાકીય બાબતોનો) હિસાબ–કિતાબ રાખવામાં નથી આવતો. દીનનું કામ કરનારાઓને પણ હિસાબ–કિતાબ રાખવાની જરૂરત એટલા માટે ઊભી થઈ છે કે તે વિશ્વાસ અને સંતોષ બાકી નથી રહ્યાં, જેના પછી કોઈ હિસાબ–કિતાબની જરૂરત નથી રહેતી. જો પોતાની કાર્યપદ્ધતિથી તે જ વિશ્વસનીયતા ફરી પેદા કરી લેવામાં આવે તો જે સમય હિસાબ–કિતાબમાં ખર્ચાય છે તે ખાલિસ દીની કામો માટે જ બચી રહે.




''હિન્દુસ્તાનની એક મશહૂર રાજકીય અને મઝહબી સંસ્થાના એક મોટા નેતા (જે હિન્દુસ્તાનના એક ઉચ્ચ કોટિના વક્તા પણ છે)* એકવાર ઈયાદત અને ઝિયારત માટે પધાર્યા. બે દિવસ પહેલાં હઝરતની બિમારીની તકલીફ ઘણી જ વધી ગઈ હતી, જેના કારણે એટલી હદ સુધી નબળાઈ આવી ગઈ હતી કે મોટે ભાગે આપના હોઠ ઉપર કાન મૂકીને વાત સાંભળવી પડતી હતી. જયારે એ સાહેબના આગમનની જાણ કરવામાં આવી તો હઝરતે આ નાચીઝ (મલ્ફૂઝાતના સંપાદક)ને બોલાવ્યો અને ફરમાવ્યું કે એમની સાથે મારે વાત કરવી જરૂરી છે. આપ પોતાના કાન મારા મોંઢા નજીક કરીને

*ધ્યાનમાં રહે કે આ એ ઝમાનાની વાત છે.

જે કાંઈ હું કહું તે એમને કહેતા રહેજો. જયારે તે સાહેબ અંદર પધાર્યા તો શરૂઆત તો આ રીતે જ થઈ કે હું સાંભળીને કહેતો જતો, પરંતુ કેવળ બે–ત્રણ મિનિટ પછી અલ્લાહ તઆલાએ એવી કુવ્વત અતા ફરમાવી દીધી કે લગભગ અડધો કલાક સુધી અવિરતપણે વાણીપ્રવાહ ચાલુ રહ્યો. એ મજલિસમાં હઝરત (રહ.)ના જે ઈરશાદાત હતા તેનો આછો ચિતાર આ મુજબ છે –

"મુસ્લિમથી મુસ્લિમની મુલાકાત કેવળ ઈસ્લામના કામ માટે છે. નહિં તો મુસ્લિમો અને ગેરમુસ્લિમોની મુલાકાતોમાં શો ફર્ક છે ? આપ અહીં થોડાક દિવસ રહીને અમારા કામનો અભ્યાસ કરો. એ સિવાય અમારી વાતને સમજવી અને અમારા મકસદને ઓળખવો મુશ્કેલ છે. અસલ વાત આ છે કે ઈસ્લામના નાતે રચાયેલાં સંબંધો ખતમ થઈ ચૂક્યાં છે એમને જીવંત કરવાનાં છે અને એની જ કોશિશોમાં ખપી જવાનું છે.

મેં શરૂમાં મદરસામાં પઢાવ્યું તો તલબાની મોટી સંખ્યા એકઠી થઈ ગઈ અને ઉચ્ચ ગુણો ધરાવતા તલબા મોટી સંખ્યામાં આવવા લાગ્યા. મેં વિચાર્યુ કે એમના ઉપર મારી મહેનતનું પરિણામ એના સિવાય બીજું શું હશે કે જેઓ આલિમ બનવા માટે જ મદરસાઓમાં આવે છે તેઓ મારા હાથે પઢવા પછી પણ આલિમ–મૌલવી બની જશે, અને પછી

એમનું કામ પણ એ જ હશે, જે આજકાલ સર્વસામાન્યપણે અપનાવવામાં આવે છે. કોઈ તિબ્બ પઢીને ડોક્ટરી કરશે, કોઈ સરકારી યુનિવર્સિટીની પરીક્ષા આપીને શાળા–કોલેજમાં નોકરી કરશે, કોઈ મદરસામાં બેસીને પઢાવતો જ રહેશે – એનાથી વધીને બીજું કોઈ કામ નહિ થાય. આ વિચારીને મારું દિલ મદરસામાં પઢાવવામાંથી ઊઠી ગયું. ત્યાર બાદ એક સમય આવ્યો, જયારે મારા હઝરતે મને ઈજાઝત આપતાં હું તાલિબીનને ઝિક્રો–અઝકારની તલ્કીન કરવા માંડયો. અને એ તરફ મારું મન વધારે પરોવાયું. અલ્લાહની શાન કે મારી પાસે આવનારાઓના હાલાત અને કેફિયતમાં તીવ્ર વેગે તરક્કી થવા લાગી, જેનાથી મને પોતાને હયરત થઈ. ત્યાર બાદ હું વિચારવા લાગ્યો કે આ કામમાં લાગ્યા રહેવાનું પરિણામ શું મળશે ? વધુમાં વધુ તો એ જ કે કેટલાંક ઝાકિર–શાગિલ લોકો પેદા થઈ જશે....પછી લોકોમાં એમના અહવાલની શોહરત થઈ જાય તો કોઈ મુકદમો જીતવાની દુઆ કરાવવા આવે, કોઈ અવલાદ માટે તઅવીઝની માગણી કરે, કોઈ વેપાર–ધંધામાં તરક્કીની દુઆ કરાવે અને વધુમાં વધુ તો એ કે એમના મારફત પણ કેટલાંક તાલિબીનમાં ઝિક્ર અને તલ્કીનનો સિલસિલો આગળ ચાલે. – આવું વિચારતાં મારું ધ્યાન ત્યાંથી પણ હટી ગયું. ત્યાર બાદ મેં એવો નિર્ધાર કર્યો કે અલ્લાહ તઆલાએ જે જાહિર અને બાતિનની શક્તિઓ અતા ફરમાવી છે એ એવા કામમાં લગાવવામાં આવે, જે

કામમાં અલ્લાહના પ્યારા નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાની તમામ શક્તિઓ લગાવી દીધી. અને તે કામ છે અલ્લાહના બંદાઓને અને ખાસ કરીને ગાફિલ અને બેતલબ બંદાઓને અલ્લાહની તરફ લાવવા તથા અલ્લાહના દીનને ફેલાવવા માટે પોતાના પ્રાણની કુરબાનીનો રિવાજ ચલાવવો. – બસ, આ જ અમારી ચળવળ છે અને આ જ વાત અમે દરેકને કહીએ છીએ. જો આ કામ સાચા અર્થમાં થવા માંડે તો હમણા છે એનાથી હજારોગણા મદરસાઓ અને હજારોગણી વધારે ખાનકાહો કાયમ થઈ જાય, બલકે પ્રત્યેક મુસલમાન સ્વયં મદરસો અને ખાનકાહ બની જાય, અને હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની લાવેલી આ નેઅમત એટલા બધા વ્યાપક ધોરણે પ્રસરી જાય, જે એની શાનને અનુરૂપ હોય.

હઝરાત ! અલ્લાહ તઆલાએ આપને એક કુવ્વત આપી છે, એનાથી બયાન અને તકરીરની કુવ્વત અભિપ્રેત નથી, બલકે મારો કહેવાનો આશય એ છે કે આપ એક જમાઅતના આગેવાન અને રહનુમા છો. હજારો માણસો આપની વાત માને છે. આપ તેઓને ધ્યાન અપાવશો કે અમારા કાર્યકર્તાઓ સાથે થોડાક દિવસો રહીને તેઓ આ કામને સમજે અને શીખે અને પછી પોતાના હલકાઓમાં આ કામ કરે. આ રીતે ઈન્શાઅલ્લાહ તેઓ ઘણા જ કામના બની જશે.

હઝરાત ! ઈમાનનાં બે પાસાં છે. એક તો આ કે અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દુશ્મનો સામે તિરસ્કાર અને સખ્તી હોય અને બીજું આ કે અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પ્રત્યે અકીદત અને મુહબ્બત રાખનારાઓ પ્રત્યે સહાનુભૂતિ અને આત્મીયતા હોય.

—ઈમાનવાળાઓની તરક્કી અને વિકાસ માટે આ બંનેવ પાંસાં અનિવાર્ય છે. એક પાંખથી તો કોઈ પક્ષી પણ નથી ઊડી શકતું.''

—હઝરતની આ વાત સાંભળીને તે સાહેબે, કે જે હઝરતથી ખૂબ અકીદત રાખતા હતા, કહ્યું – ''જવાની અને તાકાતનો આખો ઝમાનો તો બીજા કામોમાં વીતી ગયો, એ સમયે કોઈ બુઝુર્ગે મને ન ખેંચ્યો. હવે હું વૃદ્ધ થઈ ગયો અને કોઈ નવા કામની હિમ્મત કે તાકાત નથી રહી ત્યારે હઝરત મારાથી પોતાનું કામ લેવા ચાહે છે, હવે હું કોઈ કામનો નથી રહ્યો.''

—તેમના આ શબ્દો સાંભળીને હઝરતે ફરમાવ્યું—

જો સાચેસાચ્ર આપ પહેલાં એવું સમજતા હતા કે મારામાં તાકાત અને કુવ્વત છે અને હું કંઈક કરી શકું છું તો એ સમયે આપ અલ્લાહના કામને લાયક ન હતા અને જો હવે આપને આ યકીન થઈ ચૂક્યું છે કે આપમાં કોઈ કુવ્વત અને તાકાત

નથી તો હવે જ તમે અલ્લાહના કામને લાયક બન્યા છો. અલ્લાહનું કામ કરવાની અને તેની મદદના હકદાર થવાની શરતો પૈકી એક આ છે કે માણસ પોતાને બિલકુલ વિવશ અને અશક્ત સમજે અને અલ્લાહને જ કારસાઝ માને, એના વગર અલ્લાહની મદદ નથી થતી. હદીષે કુદ્સીમાં અલ્લાહપાક ફરમાવે છે – "હું તેઓના સાથે છું, જેમના દિલ તૂટેલાં છે."

ફરમાવ્યું – હું રાજકારણના કાર્યકર્તાઓનો પણ આભારી છું, તેઓએ ગવર્નમેન્ટને પોતાની તરફ મુતવજ્જેહ કરી રાખી, જેના કારણે હું શાંતિપૂર્વક આટલા સમય સુધી મારું કામ કરી શક્યો.

છેવટમાં વિદાય થતી વેળાએ તે સાહેબે દુઆની દરખાસ્ત કરી તો હઝરતે ફરમાવ્યું –

"હઝરત ! પ્રત્યેક મુસલમાનના માટે એની ગેરહાજરીમાં દુઆ કરવી એ હકીકતમાં તો પોતાના જ માટે દુઆ કરવા સમાન છે. હદીષે પાકમાં છે કે જ્યારે કોઈ મુસલમાન પોતાના કોઈ મુસલમાન ભાઈ માટે ખૈર અને કામિયાબીની કોઈ દુઆ કરે છે તો અલ્લાહના ફરિશ્તા કહે છે – "વ લક મિસ્લુ ઝાલિક." અર્થાત્ હે અલ્લાહના બંદા ! આ જ વસ્તુ અલ્લાહ તને પણ આપે. તો કોઈ મુસલમાન માટે કોઈ ભલાઈની દુઆ કરવી હકીકતમાં ફરિશ્તાઓથી પોતાના માટે દુઆ કરાવવાની એક યકીની તદબીર છે.

# ભાગ-૧૦

## ૧૬૦

ફરમાવ્યું – આ દીની દઅવતના સિલસિલામાં દરેક તબકાના મુસલમાનોને મળવું અને એ સૌને આ તરફ લાવવાની કોશિશ કરવી જરૂરી છે. – હું એક ઘટના સંભળાવું છું (આમ કહીને હઝરતે એક મશહૂર આલિમે દીન વિશે, કે જે આ યુગના* ઉચ્ચ કોટિના આલિમ અને શયખુલ હિન્દ હઝરત મવલાના મહમૂદ હસન સાહેબ (રહ.)ના ટોચના શાગિર્દોમાંથી છે બતાવ્યું કે) એમણે એકવાર જાહેરમાં હઝરત મવલાના.......(ન.મ.) વિશે અત્યંત અઘટિત અને અયોગ્ય શબ્દો ઉચ્ચાર્યા, જેનાથી મને સખ્ત આઘાત લાગ્યો અને મારી હાલત એવી થઈ ગઈ કે હું એમની સૂરત પણ દેખવા માગતો ન હતો..........કેટલાક દિવસો પછી જ્યારે હું આ કામમાં લાગ્યો તો એક દિવસે મારા દિલમાં એવો વિચાર આવ્યો કે એ સાહેબ પ્રત્યેનું મારું આ પ્રકારનું વલણ યોગ્ય નથી, છેવટે તે એક મુસલમાન છે, હઝરત શયખુલ હિન્દ (રહ.)ના ફુયૂઝ પણ એમનામાં અવશ્ય હશે, કુર્આને મજીદની બરકતો પણ

*ધ્યાનમાં રહે કે આ યુગનો મતલબ હઝરત મવલાના ઈલ્યાસ (રહ.)નો સમયગાળો છે.

એમની પાસે છે. જે માણસમાં આટલાં બધાં સદગુણો હોય તેનાથી વિમુખ થઈ જવું એ પોતાનું જ નુકસાન કરવા બરાબર છે, માટે મારે સામે ચાલીને એમની ઝિયારત કરવી જોઈએ અને એમની દીની ખૂબીઓના કારણે મારે એમનો ઈકરામ કરવો જોઈએ અને એમની જે વાતથી મને આઘાત લાગ્યો એમાં આ પણ બની શકે છે કે એ વાતો એમને કોઈ બીજા માણસે કહી હોય અને એમની ભૂલ ફક્ત એટલી હોય કે એ વાતોને સાચી સમજીને એમણે જાહેરમાં કહી દીધી હોય અથવા આ જ પ્રકારની કોઈ બીજી સમજફેર એમને આ મામલામાં થઈ હોય. ગમે તેમ પણ આ ભૂલ એવી નથી, જેના આધારે એમનાથી વિમુખ થઈ જવું મારા માટે યોગ્ય હોય.

ફરમાવ્યું – આ વાતો મેં મારા નફસને એકાંતમાં વારંવાર બેસીને સમજાવી અને મારી આ વાતોના જવાબમાં મારા નફસએ જે–જે દલીલો પેશ કરી એ સર્વ દલીલોને મેં વળતી દલીલો મારફત રદ કરી દીધી અને "મુસલમાનની ઝિયારત" અને "ઈકરામે મુસ્લિમ" પર જે જે સવાબની ખુશખબરીઓ કુર્આન–હદીષમાં વારિદ થઈ છે તે મારા નફસને યાદ દેવડાવી અને છેવટે તે સાહેબ પાસે જવાનો ઈરાદો કરી લીધો.

પછી મને એ વિશે મૂંઝવણ થઈ કે મારે હમણા એમની પાસે માત્ર ઝિયારતની જ નિય્યતથી જવું જોઈએ કે દીની દઅવત પેશ કરવાના ઈરાદા સાથે જવું જોઈએ (એટલે કે આ

બંને પૈકી કઈ સૂરત વધારે ચઢિયાતી છે) – છેવટે મેં એવું નક્કી કર્યું કે "ઝિયારત" અને "દઅવત" બંનેની મુસ્તકિલ નિય્યત કરીને મારે એમની ખિદમતમાં હાજર થવું જોઈએ. આ રીતે ઈન્શાઅલ્લાહ બંને બાબતોનો પૂરેપૂરો સવાબ મળશે અને મેં એવું જ કર્યું અને આ મુલાકાત, પછી ઘણી બરકતો અને ફાયદાઓનો ઝરીયો બની.




આ જ વાતચીત દરમિયાન ફરમાવ્યું – આપણા અમુક નિકટના હઝરાત મારા આ અભિગમથી નારાઝ છે કે હું આ દીની કામના સિલસિલામાં દરેક પ્રકારના અને દરેક ક્ષેત્રના માણસોથી મળતો રહું છું, મળવાનું પસંદ કરું છું અને સાથીઓને પણ દરેક પ્રકારના માણસો સાથે હળવા–મળવાનું કહું છું, પરંતુ હું મારા સાથીઓની આ નારાજી સહન કરવાને તથા એમને મઅઝૂર સમજીને એમને પણ આ તરફ લાવવાની કોશિશ કરવાને જરૂરી સમજું છું.

આ હઝરાત એવું માને છે કે કામની આ પદ્ધતિ આપણા હઝરત (ન.મ.)ની પદધતિથી ખિલાફ છે, પરંતુ મારું માનવું એમ છે કે જે વસ્તુનું દીનના માટે અત્યંત ફાયદાકારક હોવાનું દલીલો અને અનુભવોથી સ્પષ્ટ થઈ જાય તેને માત્ર એટલા માટે ન અપનાવવું કે અમારા શૈખે આ નથી કર્યું, સદંતર ગલત

છે. શૈખ તો માત્ર શૈખ છે, ખુદા તો નથી.

## ૧૬૨

ફરમાવ્યું – આ ચળવળ તરફ મને મુતવજ્જેહ કરવો એ અલ્લાહ તઆલાની એક ખાસ તાઈદ છે. અલ્લાહ તઆલાના ફઝલો કરમથી મને કેટલીક એવી વિશેષતાઓ મળેલી હતી કે જે બુઝુર્ગોને મારા આ કામ વિશે સંપૂર્ણ જાણકારી ન હોવાને કારણે ક્યારેક શંકાઓ પણ જન્મી તો એમણે પણ મારી વિશેષતાઓને કારણે આ વિશે ચૂપકીદી ધારણ કરી લીધી અને પોતાના મતભેદને વ્યક્ત ન કર્યો. મારી તે વિશેષતાઓ આ છે –

– એક તો આ કે મારી નિયાઝમંદીનો સંબંધ મારા ઝમાનાના બધાં જ બુઝુર્ગોથી રહ્યો અને અલ્હમ્દુ લિલ્લાહ દરેક બુઝુર્ગની મારા પર અમીનજર થતી રહી અને તે સૌનો વિશ્વાસ પણ મને હાસિલ થયો.

–બીજું આ કે મારા વાલિદે મુહતરમ (રહ.) એક ઉચ્ચ કોટિના સર્વમાન્ય બુઝુર્ગ હતા અને પરસ્પર મતભેદો ધરાવતા ઉલમાએ કિરામના જુદા જુદા વર્તુળોમાં એ સ્વીકૃત હતા.

–ત્રીજું આ કે મારું ખાનદાન એક ખાસ પ્રભાવવાળું અને

પ્રતિષ્ઠિત ખાનદાન હતું.


૧૬૩

ફરમાવ્યું – ઉલમાએ હક સુધી મારો આ પયગામ અદબ અને એહતિરામ સાથે પહોંચાડો કે આપ હઝરાતને આ કામથી જે કાંઈ આશા બંધાઈ છે અથવા આકર્પણ થયું છે તો તે આ બિચારા અભણ મેવાતીઓના બયાનથી અથવા એમનામાં થયેલી સુધારણાને દેખીને થયું છે, જેઓ પહેલાં છાણની પણ પૂજા કરતા હતા અને એ દષ્ટિએ આગલા મુશ્રિકોથી પણ નિમ્ન હતા (કેમ કે તેઓ તો કલાત્મક મૂર્તિઓ અને ચમકદાર પત્થરોને જ પૂજતા હતા). તો આ લોકોની હિલચાલને જોઈને કામનો સાચો અંદાઝ કેવી રીતે થઈ શકે છે ? આપ જેવા સજ્જનો જો સીધા જ મારાથી મળીને આ કામને સમજે તો અસલ મહત્ત્વ મઅલૂમ થાય.


૧૬૪

ફરમાવ્યું – આપણી આ તહરીકનો એક ખાસ મકસદ આ છે કે મુસલમાનોના દરેક જઝબા ઉપર દીનના જઝબાને ગાબિલ કરીને અને આ રીતે મકસદની એક્તા પેદા કરીને તથા 'ઈકરામે મુસ્લિમ'ના ઉસૂલને વિશ્વવ્યાપી બનાવીને આખી ઉમ્મતે મુસ્લિમહને આ હદીષે પાક અનુસાર ઘડવામાં

**આવે – ''આખી ઉમ્મતે મુસ્લિમહ એક શરીર સમાન છે.''**




ફરમાવ્યું – ''આપણા આ કામમાં ઈખ્લાસ અને સાચા દિલ સાથે ઈજતિમાઈય્યત (સમૂહ ભાવના) તથા આપસના મશ્વરાઓથી કામ કરવાની તીવ્ર જરૂરત છે અને તેના વગર મોટો ખતરો છે.''




કેટલાંક ખાદિમોને સંબોધતાં ફરમાવ્યું –

''હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) હઝરત અબૂ ઉબયદહ (રદિ.) અને હઝરત મુઆઝ (રદિ.)થી ફરમાવતા હતા કે ''હું તમારી દેખરેખ અને નિરીક્ષણથી પર નથી. હું પણ આપ લોકોને આ જ કહું છું કે મારા અહવાલ ઉપર નજર રાખો અને જે વાત ઉપર ટોકવા જેવું જણાય તો મને ટોકો.''




ફરમાવ્યું – હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) પોતાના આમિલો (ગવર્નરો, રાજ્યના એક પ્રાંતના વહીવટકર્તાઓ)

તરફથી જયારે કોઈ કાસિદ આવતો ત્યારે એમનાથી આમિલોની ખૈરિયત પૂછતા અને આમિલોના હાલાતની માહિતી મેળવતા, પરંતુ આનો મકસદ દીની ખૈરિયત અને દીની હાલ પૂછવાનો રહેતો હતો, નહિં કે આજકાલ રિવાજ છે તે મુજબની ખૈરિયત પૂછવાનો.– એટલા જ માટે એક આમિલની પાસેથી આવેલા કાસિદને જયારે આપે આમિલની ખૈરિયત પૂછી તો એણે કહ્યું – "ખૈરિયત કયાં છે ? મેં તો એમના દસ્તરખ્વાન ઉપર બે–બે સાલન પીરસાયેલાં જોયાં."

મતલબ કે અલ્લાહના માનવંત રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જે પ્રકારની ઝિન્દગી પર હઝરાતે સહાબએ કિરામ (રદિયલ્લાહુ અન્હુમ)ને છોડીને ગયા હતા, તેના ઉપર કાયમ રહેવું એ જ આ હઝરાતની દષ્ટિએ ખૈરિયતનો માપદંડ (મેઅ્યાર) હતો.




ફરમાવ્યું – અલ્લાહ તઆલાથી તેનો ફઝલ અને હલાલ રોઝી વગેરે માગવું તો ફર્ઝ છે અને પોતાની ઈબાદત, ખિદમત વગેરેનો દુનિયામાં જ બદલો માગવો હરામ છે.



ફરમાવ્યું – કોઈ મુસલમાનને એની દિશાશૂન્યતા (ગુમરાહી)ના કારણે બેધડક કાફિર કહેવો અને "હંમેશા હંમેશા માટે આગમાં રહેનાર" ઠેરવવો ઘણું ભારે કામ છે. હા, તેને "કુફ્રવિહીન કુફ્ર" (કુફરુન દૂન કુફ્રિન) ગણવામાં આવે તો યોગ્ય છે, કેમ કે તમામ ગુનાહો કુફ્રની જ પેદાશ છે. અને એવી જ રીતે તમામ ભલાઈઓ ઈમાન દ્વારા જ જન્મે છે તો આપણી આ તહરીક હકીકતમાં ઈમાનને પોષવાની અને પૂર્ણ કરવાની તહરીક છે.



ફરમાવ્યું – કુર્આને કરીમમાં માનવજાતના દીન પ્રત્યેના વલણની ટીકા કરતાં જણાવવામાં આવ્યું છે કે **"તેઓએ પોતાના દીનને ખેલ-કૂદ અને તમાશારૂપ બનાવી દીધો."** દીનના કામોને કોઈ મકસદ વગર અથવા અલ્લાહપાકની રઝામંદી અને આખિરતનો અજ્ર મેળવવાની નિય્યત સિવાય અન્ય હેતુઓ માટે કરવા એ પણ દીનને ખેલકૂદ બનાવી લેવા સમાન છે.

## ૧૭૧

ફરમાવ્યું – "ઈમાનવાળાઓ વિશે સારું અનુમાન રાખો" અને "સારું અનુમાન (હુસ્ને ઝન) એક પ્રકારની ઈબાદત છે." – આ ઉપદેશોના અમલનો મતલબ આ છે કે જ્યારે કોઈ માણસ સાથે કોઈ વ્યવહાર કરવાનો ન હોય તો એ સમયે એનાથી હુસ્ને ઝન રાખવો જોઈએ અને જ્યારે કોઈ વ્યવહાર કરવાનો હોય તો એવા સમયે "અલ્ હઝ્મુ સૂઉઝ્ઝન્ન"નો હુકમ છે. અર્થાત્ કેવળ હુસ્ને ઝન રાખીને વ્યવહાર ન કરતાં સાવચેતીપૂર્વક અને એ માણસના વ્યવહારોનો અભ્યાસ કર્યા બાદ એનાથી કોઈ મામલો કરવો જોઈએ. હુસ્ને ઝનનો અર્થ એ નથી કે આંધળો વિશ્વાસ મૂકી દેવામાં આવે. સમય અને સંજોગોનો તફાવત ન સમજવાને કારણે ઈસ્લામની તાલીમને સમજવામાં ઘણીવાર મોટી થાપ ખાઈ જવાય છે.

## ૧૭૨

ફરમાવ્યું – આપણા દરેક કામ કરનારા સાથીએ આ વાત સારી રીતે મનમાં ઠસાવી લેવી જોઈએ કે તબ્લીગ માટે બહાર નીકળવાના સમયગાળામાં ખાસ કરીને ઈલ્મ અને ઝિક્ર તરફ પોતાનું ધ્યાન ખૂબ કેન્દ્રિત કરે, ઈલ્મ અને ઝિક્રમાં તરક્કી વગર દીની તરક્કી શક્ય નથી. સાથે સાથે ઈલ્મ અને ઝિક્ર

સાથેનો લગાવ આ કામના અકાબિરના માર્ગદર્શન અને દેખરેખ હેઠળ હોવો જોઈએ.

હઝરાતે અમ્બિયાએ કિરામ અલયહિમુસ્સલામનો ઈલ્મ–ઝિક્ર અલ્લાહ તઆલાના માર્ગદર્શન હેઠળ અને તેના હુકમ અનુસાર હતાં અને હઝરાતે સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમનાં ઈલ્મ–ઝિક્ર રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની દોરવણી અને દેખરેખ હેઠળ થતાં હતાં. હવે દરેક ઝમાનાના લોકો માટે કુર્આને કરીમનું ઈલ્મ ધરાવનાર અહલે ઈલ્મ અને અહલે ઝિક્ર હઝરાત જાણે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ખલીફહ (પ્રતિનિધિ) છે, માટે ઈલ્મ અને ઝિક્રમાં પોતાના અકાબિરની દોરવણી વગર ચારો નથી.

આ પણ જરૂરી છે કે બહાર નીકળવાના સમયગાળામાં કેટલાંક ખાસ કામોમાં સંપૂર્ણ એકાગ્રતાથી વ્યસ્ત રહેવામાં આવે અને બીજા તમામ મશગલાઓથી અલગ થઈ જાય. તે ખાસ મશગલાઓ આ છે :–

૧. તબ્લીગી ગશ્ત,

૨. ઈલ્મ,

૩. ઝિક્ર,

૪. દીનના માટે ઘર છોડીને નીકળવાવાળાઓ પોતાના

સાથીઓની ખાસ તૌર પર અને સામાન્ય રીતે અલ્લાહની સર્વ મખ્લૂકની ખિદમતની પ્રેક્ટીસ.

૫. નિય્યતની સુધારણા, ઈખ્લાસ અને આત્મમંથનનો એહતિમામ. અને પોતાના નફસની ઊણપોની સભાનતા સાથે વારંવાર આ ઈખ્લાસની તજદીદ.

એટલે કે આ કામ માટે નીકળતી વેળા અને નીકળ્યા પછી પણ વારંવાર એ વાતનું સ્મરણ કરવું કે અમે ફક્ત અલ્લાહ તઆલાની પ્રસન્નતા માટે અને તે નેઅમતોની પ્રાપ્તિ માટે નીકળેલા છીએ, જેનો વાયદો અલ્લાહ તઆલાએ દીનની મદદ કરવા અને દીન માટે તકલીફો ઉઠાવવા પર ફરમાવ્યો છે. એટલે કે વારંવાર આ ધ્યાન દિલમાં જમાવવામાં આવે કે જો મારું આ નીકળવું માત્ર અને માત્ર અલ્લાહના માટે થઈ જાય અને અલ્લાહ તઆલાએ એને કબૂલ ફરમાવી લીધું તો અલ્લાહ તઆલા તરફથી મને તે ઈન્આમાત જરૂર મળશે, જેનો વાયદો આ કામ પર કુર્આનેપાક અને અહાદીષમાં ફરમાવવામાં આવ્યો છે અને તે આ આ હશે.

સાર એ કે આ ખુદાઈ વાયદાઓ પર યકીન અને એ વાયદાઓની ઉમ્મીદનું ધ્યાન વારંવાર તાજુ કરવામાં આવે અને પોતાના બધાં અમલોને આ જ યકીન અને ધ્યાન વડે બાંધવામાં આવે. બસ, આનું જ નામ ''ઈમાન અને ઈહતિસાબ'' છે અને આ જ આપણા આમાલની રૂહ છે.

# ૧૭૩

ફરમાવ્યું – અફસોસ ! અલ્લાહના વાયદાઓ ઉપર યકીન નથી રહ્યું. અલ્લાહના વાયદાઓ ઉપર યકીન અને વિશ્વાસ પેદા કરો અને પછી આ યકીનની જ બુનિયાદ ઉપર કામ કરવાની પ્રેક્ટીસ કરો અને અલ્લાહના વાયદાઓનાં સૂચિતાર્થ (ભાવાર્થ) પણ જાતે ન ઘડો, તમારું ઈલ્મ અને અનુભવ અત્યંત મહદૂદ છે. તેના વાયદાઓનો મતલબ તેની શાનને અનુરૂપ સમજો અને તેનાથી આમ જ માંગો કે પોતાની શાન અને કુદરત અનુસાર આ વાયદાઓને પૂરા ફરમાવ. આખિરતની નેઅમતોની અસલ હકીકતનો આ દુનિયામાં શું અંદાઝ લગાવી શકો છો ? અને જો અંદાઝ લગાવો તો તે કેવી રીતે સાચો નીવડી શકે છે ? –જ્યારે કે હદીષે કુદ્સીમાં તે નેઅમતોની સિફત જ આ શબ્દોમાં બયાન કરવામાં આવી છે :–

**"જન્નતમાં એવી નેઅમતો છે, જે ન તો કોઈ આંખે દેખી છે અને ન કોઈના કાને તેમનો હાલ સાંભળ્યો છે. અને ન કોઈ ઈન્સાનના દિલમાં ક્યારેય એનો ખ્યાલ સુધ્ધાં આવ્યો છે."**

અફસોસની વાત છે કે આપણે અલ્લાહ તઆલા તરફથી જે નેઅમતોનો વાયદો કરવામાં આવ્યો છે તે નેઅમતોને

પોતાની સમજ અને ઈલ્મ તથા અનુભવો પ્રમાણે સમજીને અને એ પ્રકારની ઉમ્મીદ બાંધીને બહુ મોટું નુકસાન વહોરી લીધું. હકીકત એમ છે કે અલ્લાહ તઆલાની નેઅમતો તો અકલ્પ્ય, અસાધારણ અને તેની શાનને અનુરૂપ હશે.




ફરમાવ્યું – ઈન્સાન અલ્લાહ તઆલાના તકાઝા ''મેં જિન્ન અને ઈન્સાનને કેવળ મારી ઈબાદત માટે પેદા કર્યા છે''થી જેટલો વિમુખ થયો તેટલા પ્રમાણમાં ''જમીન અને આકાશોમાં જે કાંઈ છે તે બધું અમે તમારા માટે પેદા કર્યું છે,'' એ અલ્લાહની જાહેરાતનો ઝુહૂર પણ ઓછો થઈ ગયો. એટલે કે જે અલ્લાહ પ્રત્યે તમારી ઈબાદતભાવના ઓછી થઈ ગઈ તે જ અલ્લાહપાકે જમીન અને આકાશોમાંની સૃષ્ટિમાંથી તમારા ફાયદાઓ ઉપર કાપ મૂકી દીધો.

આ સૃષ્ટિને તમારી સેવામાં એટલા માટે લગાવવામાં આવી હતી કે તમે અલ્લાહનું કામ કરો અને તેની બંદગી, આજ્ઞાપાલન તથા તેના અહકામના પ્રચારમાં લાગેલા રહો. જ્યારે તમે પોતાની આ જવાબદારીથી વિમુખ થઈ ગયા તો સૃષ્ટિની મખ્લૂક પણ તમારાથી વિમુખ થઈ ગઈ.

# ભાગ-૧૧

## ૧૭૫

ફરમાવ્યું – અલ્લાહના માનવંત રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જે દરજાઓ જાનની બાજી લગાવીને હાસિલ કરવાનું શીખવાડયું હતું અને હઝરાતે સહાબએ કિરામે (રદિયલ્લાહુ અન્હુમ) દીનના રસ્તામાં પોતાનું સર્વસ્વ કુરબાન કરીને જે કાંઈ હાસિલ કર્યું હતું તે દરજાઓ અને તે દવલત આપ લોકો આરામથી સૂતાં સૂતાં કિતાબો વડે હાસિલ કરી લેવા માંગો છો ?

## ૧૭૬

ફરમાવ્યું – જે ઈન્આમાત અને પરિણામો પોતાનું ખૂન વહાવવાથી મળે છે એના માટે કમ સે કમ પસીનો તો વહાવવો જોઈએ !

## ૧૭૭

ફરમાવ્યું – ત્યાં હાલત આ હતી કે હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર (રદિ.) પણ દીન માટે પોતાનું સર્વસ્વ કુરબાન

કર્યા પછી પણ અને હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તરફથી મળેલી સ્પષ્ટ અને યકીની ખુશખબરીઓ છતાં પણ આ દુનિયાથી રડતાં રડતાં વિદાય થયા.




ફરમાવ્યું – સમર્થન અને સક્રિયતા બંનેને એકસમાન ગણી લેવામાં ઘણો મોટો ધોકો છે અને શયતાન આ જ કરે છે કે માણસને કેવળ સમર્થન પર જ સંતુષ્ટ બનાવી દે છે. (આ ઈરશાદનો મતલબ આ છે કે કોઈ સારા કામને માત્ર સારું સમજી લેવાથી એ કામમાં શિર્કત થયેલી નથી ગણાતી, બલકે એ કામમાં લાગીને એમાં સહકાર આપવાથી જ એનો હક અદા થાય છે, પરંતુ કેટલાક લોકોને શયતાન આ ધોકો આપે છે કે તેઓ કામનું સમર્થન કરી લેવાને કામ કરવા બરાબર સમજે છે.)




ફરમાવ્યું – અમારી આ ચળવળ અજાતશત્રુ છે, જયાં ન કોઈ અમારો દુશ્મન છે, ન અમે કોઈના દુશ્મન છે. દરેકના માટે તેનાં દ્વાર ખુલ્લાં છે, જેનું દિલ ચાહે તે આવી જાય.

## ૧૮૦

ફરમાવ્યું – ભાઈઓ ! હાલમાં કુફ્ર અને નાસ્તિકતા અત્યંત શક્તિપૂર્વક ઊભર્યાં છે. આવા સંજોગોમાં છૂટક–છૂટક કે વ્યક્તિગત રીતે સુધારણાની કોશિશોથી કામ ચાલી શકે એમ નથી, માટે પૂરી તાકાત સાથે સામૂહિક (ઈજતિમાઈ) ધોરણે પ્રયત્નો થવાં જોઈએ. કુર્આને કરીમ ઈજતિમાઈ જદોજહદ પર ભાર મૂકતાં ફરમાવે છે, ''અને તમે સૌ ભેગાં મળીને અલ્લાહની રસ્સીને મજબૂતીથી પકડી લો.''

## ૧૮૧

ફરમાવ્યું – ઈલ્મ અને ઝિક્રને મજબૂતીથી વળગી રહેવાની વધારેમાં વધારે જરૂરત છે, પરંતુ ઈલ્મ અને ઝિક્રની હકીકતને સારી રીતે સમજી લેવી જોઈએ.

ઝિક્રની હકીકત છે અલ્લાહનું સતત ધ્યાન અને દીની ફરાઈઝની અદાયગીમાં વ્યસ્ત રહેવું સર્વોત્તમ ઝિક્ર છે. એટલા માટે દીનની મદદ અને તેના ફેલાવ માટેની કોશિશોમાં મશગૂલ રહેવું ઝિક્રનો ઊંચો દરજ્જો છે, એ શરતે કે અલ્લાહના હુકમોના પાલન અને અલ્લાહના વાયદાઓ ઉપર યકીન સાથે કરે.

અને વધારાનો (નફિલ) ઝિક્ર એટલા માટે છે કે માણસનો

જે સમય ફરાઈઝમાં ખર્ચાવાથી બચતો હોય તે નિરર્થક ચર્ચાઓ કે ખેલકૂદમાં ન બગડે. શયતાનનો પ્રયત્ન આ હોય છે કે ફરાઇઝમાં લાગવાથી જે નૂર દિલોમાં પેદા થાય છે તે નિરર્થક કામોમાં લાગીને માણસ બરબાદ કરી દે તો એનાથી હિફાઝત માટે ઝિક્રે નફલી છે (સાથે સાથે ઝિક્રે નફલીનો એક ખાસ મહત્ત્વનો ફાયદો આ છે કે તેનાથી બધાં દીની કામોમાં ઝિક્રની શાન પેદા થાય છે અને અલ્લાહના હુકમોને પૂરા કરવાનો શવક પેદા થાય છે).

આ સિલસિલામાં ફરમાવ્યું – ફરાઇઝમાં લાગવું, અહીં સુધી કે નમાઝની અદાયગી પણ જો અલ્લાહ તઆલાના હુકમો અને વાયદાઓના ધ્યાન સાથે ન હોય તો અસલી ઝિક્ર નથી, બલકે માત્ર શરીરના અંગોનો ઝિક્ર છે અને દિલની ગફલત છે. અને હદીષે પાકમાં દિલ વિશે જણાવવામાં આવ્યું છે કે –

**''માણસના શરીરમાં ગોશ્તનો એક ટુકડો છે. જો તે બરાબર હોય તો આખું માનવશરીર બરાબર રહે છે અને જો તે બગડે તો આખું માનવશરીર બગડે છે. તે ગોશ્તનો ટુકડો દિલ છે.''**

તો અસલી વસ્તુ આ છે કે અલ્લાહપાકના હુકમો અને વાયદાઓના ધ્યાન સાથે અલ્લાહના કામોમાં મશગૂલ રહેવું.

અમારી દષ્ટિએ ઝિક્રનો મૂળ મકસદ જ આ છે.

અને ઈલ્મનો મતલબ દીની મસાઈલ અને જ્ઞાનની જાણકારી મેળવી લેવાનો નથી. જુઓ, યહૂદીઓ પોતાની શરીઅત અને આસ્માની વિદ્યાઓના કેટલા જાણકાર હતા કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનાં ખલીફાઓની પણ શકલો–સૂરત, અહીં સુધી કે એમનાં શરીરના તલ વિશે પણ એમને ઈલ્મ હતું,[1] પરંતુ શું આ વાતોની માત્ર જાણકારીએ એમને કોઈ ફાયદો પહોંચાડયો ?



આ જ સિલસિલામાં ફરમાવ્યું – ઈલ્મ હાસિલ કરવાની જે પદ્ધતિ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પ્રચલિત ફરમાવી હતી (એટલે કે તલબ અને અઝમતની સાથે સુહબત અને હળીમળીને ઈલ્મ હાસિલ કરવો અને ઝિન્દગી વડે ઝિન્દગી શીખવી) તેની ખુસૂસિયત આ હતી કે એના થકી જેટલો ઈલ્મમાં વધારો થતો હતો એટલો જ પોતાના અજ્ઞાન

[1] કેટલીક રિવાયતોમાં છે કે અમુક યહૂદી આલિમોએ હઝરત ફારૂકે આ'ઝમ રદિ.ના બદન મુબારકના કોઈ ખાસ ભાગ પર તલ અથવા તલના પ્રકારનું કોઈ નિશાન જોઈને એમના વિશે બતાવી દીધુ હતું કે આ માણસ આખરી નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ખલીફહ છે અને બયતુલ મુકદસ એના રાજયકાળમાં ફતેહ થશે. આ પ્રકારની સંખ્યાબંધ રિવાયતો "ઈઝાલતુલ ખિફા"માં હઝરત શાહ વલિય્યુલ્લાહ સાહેબ (રહ.)એ નકલ ફરમાવી છે. –સંપાદક

અને અપૂર્ણતાનો એહસાસ વધતો હતો. – અને ઈલ્મ હાસિલ કરવાનો જે તરીકો આજે પ્રચલિત થઈ ગયો છે તેનું પરિણામ આ છે કે જેમ જેમ ઈલ્મ આવતું જાય છે તેમ તેમ શંકા–કુશંકાઓ એનાથી વધારે પેદા થાય છે, પછી અભિમાન જન્મે છે અને અભિમાની જન્નતમાં નહીં જઈ શકે. આ ઉપરાંત, શંકાઓ અને અભિમાન પછી માણસમાં ઈલ્મની તડપ નથી રહેતી, જેના કારણે ઈલ્મી તરક્કી ખતમ થઈ જાય છે.




એક સાહેબ, કે જેઓ તબ્લીગી જમાઅતમાં જવા માટે પોતાની જાતને પેશ કરી ચૂક્યા હતા, એમણે હઝરતની ખિદમતમાં એક સો (૧૦૦) રૂપિયા પણ પેશ કર્યા. હઝરતે કબૂલ ફરમાવી લીધા અને ફરમાવ્યું – "મારું તો દિલ ચાહે છે કે દીનના માટે પોતાની જાતને ન લગાવનારા લોકોનો માલ કબૂલ ન કરવાની કસમ ખાઈ લઉં."

પછી આ જ સંદર્ભમાં ફરમાવ્યું – અલ્લાહના રસ્તામાં માલ ખર્ચ કરવાને ઈબાદત ઠેરવવામાં આવેલ છે તો આ "મકસૂદ બિઝઝાત" (મૂળભૂત રીતે અપેક્ષિત) નથી, બલકે શરીઅતે તેને એટલા માટે નિર્ધારિત કરેલ છે કે માલથી મુહબ્બત પેદા ન થાય.



ફરમાવ્યું – હઝરત ઉમર (રદિ.)ના ખિલાફતકાળમાં ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઝયનબ (રદિ.) પાસે જ્યારે ગનીમતના માલમાંથી એમનો હિસ્સો પહોંચ્યો (જે કદાચ પ્રમાણમાં વધારે હશે અને એનાથી એમને મુહબ્બતનો ભય જણાયો હશે) તો એમણે રડતાં–રડતાં દુઆ ફરમાવી કે "હે અલ્લાહ ! આ ઘરમાં આ માલ ફરી ન આવવા પામે..." અને એવું જ થયું. (એટલે કે એમની વફાત થઈ ગઈ.)



ફરમાવ્યું – ઈમાન આ છે કે અલ્લાહ અને તેના રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જે વસ્તુથી ખુશી અને રાહત થાય, બંદાને પણ એનાથી ખુશી અને રાહત થાય અને જે વસ્તુથી અલ્લાહ અને તેના માનવંત રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અણગમો અને તકલીફ પહોંચે, બંદાને પણ તે વસ્તુથી અણગમો અને તકલીફ થાય અને તકલીફ જે રીતે તલવારથી થાય છે તેવી રીતે સોય વડે પણ થાય છે. તો અલ્લાહ અને તેના રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અણગમો અને તકલીફ કુફ્ર અને શિર્કથી પણ થાય છે અને ગુનાહોથી પણ. માટે આપણને પણ ગુનાહોથી

અણગમો અને તકલીફ થવાં જોઈએ.




એક દિવસે આ આજિઝ (મલ્ફૂઝાતના સંપાદક) એવા સમયે હઝરતના કમરામાં પહોંચ્યો કે કેટલાક મેવાતી ખાદિમો હઝરતને ઝુહરની નમાઝ માટે વુઝૂ કરાવી રહ્યા હતા. (મરઝુલ્ વફાતના આખરી દિવસોમાં સખ્ત કમજોરીના કારણે હઝરત રહ.ને સૂતાં સૂતાં વુઝૂ કરાવવામાં આવતું હતું.) મારા પહોંચવા પર હઝરત (રહ.)એ ઈરશાદ ફરમાવ્યો :–

''હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)નો દરજો ઈલ્મે દીનમાં આ હતો કે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) એમને અકાબિર સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)ની સાથે બેસાડતા હતા અને એમણે પોતે અલ્લાહના માનવંત રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને વુઝૂ કરતાં જોયા હોવા છતાં અને ત્યારપછી લાંબા કાળ સુધી હઝરત અબૂ બક્ર અને હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુમા)ને પણ વુઝૂ કરતાં જોયા હશે તે છતાં પણ તેઓ હઝરત અલી રદિયલ્લાહુ અન્હૂને વુઝૂ કરાવતા હતા અને એમાં એમનો મકસદ શીખવાનો પણ રહેતો હતો.



જે મેવાતી ખાદિમો હઝરતને એ સમયે વુઝૂ કરાવી રહ્યા હતા એમની તરફ ઈશારો કરીને આ આજિઝ (સંપાદક)ને ઈરશાદ ફરમાવ્યો–

''હું હમણા આ લોકોને એમ કહી રહ્યો હતો કે તમે બધા એવું સમજી રહ્યા છો કે મારી નમાઝ સારી હોય છે, માટે તમે મને વુઝૂ કરાવતી વેળા બિમારની ખિદમતની નિય્યતની સાથે સાથે આ નિય્યત પણ કરતા રહો કે હે અલ્લાહ ! અમે એવું સમજીએ છીએ કે તારા આ બંદાની નમાઝ અમારી નમાઝ કરતાં સારી હોય છે, તો અમે તેને એટલા માટે વુઝૂ કરાવીએ છીએ કે એની નમાઝના સવાબમાં અમારો પણ હિસ્સો થઈ જાય.''

પછી ફરમાવ્યું – આવું હું તે લોકોને કહું છું, પરંતુ જો હું પોતે એવું સમજવા લાગું કે મારી નમાઝ આ લોકોની નમાઝ કરતાં સારી હોય છે તો હું મરદૂદ થઈ જઈશ. એટલા માટે હું મારા અલ્લાહથી આમ દુઆ કરું છું કે હે અલ્લાહ ! તારા આ ભલા–ભોળા બંદાઓ મારા વિશે એવું ગુમાન રાખે છે કે મારી નમાઝ સારી હોય છે અને એટલા માટે આ બિચારાઓ મને વુઝૂ કરાવે છે તો પોતાના ફઝલો–કરમથી એમના સદ–ગુમાનની લાજ રાખી લે અને મારી નમાઝને કબૂલ

ફરમાવી લે અને એના સવાબમાંથી તારા આ ભલા ભોળા બંદાઓને પણ હિસ્સો અતા ફરમાવી દે." – પછી વુઝૂ કરાવનારા એ મેવાતીઓને સંબોધીને ફરમાવ્યું :–

"તમે લોકો તે ઉલમાએ કિરામની ખિદમત કરો, જે હજુ સુધી તમારી કૌમને દીન શીખવાડવા તરફ ધ્યાન નથી આપી શક્યા. હું કોણ છું ? હું તો તમારા વિસ્તારોમાં અવરજવર કરું જ છું, તમે ન બોલાવો તો પણ આવતો–જતો રહીશ. જે ઉલમાએ કિરામ હજુ સુધી તમારી તરફ મુતવજ્જેહ નથી થયા, એમની ખિદમત કરશો તો તેઓ પણ તમારી કૌમની દીની ખિદમત કરવા લાગશે."




ફરમાવ્યું – શૈખની ખિદમત એ નિય્યત અને ઈરાદાથી કરવી જોઈએ કે એનાથી અલ્લાહના બંદાઓની ખિદમતની આદત અને મહાવરો થઈ જાય."

પછી ફરમાવ્યું – "નિય્યત સાથે ઈમાનવાળા બંદાઓની ખિદમત કરવી એ અબદિય્યત (બંદાપણાની ભાવના)ની સીડી છે."




મશ્વરાની તાકીદ કરતાં એક વાર ઈરશાદ ફરમાવ્યો :–

"મશ્વરો ખૂબ મોટી વસ્તુ છે. અલ્લાહ તઆલાનો વાયદો છે કે જ્યારે તમે મશ્વરા માટે અલ્લાહ પર વિશ્વાસ રાખીને ગંભીરતાપૂર્વક બેસશો તો ઊઠવાથી પહેલાં તમને હિદાયત મળી જશે."

પછી ફરમાવ્યું – "આ મઝમૂન કોઈ હદીષમાં આવેલો છે, હમણાં મને હદીષના મૂળ શબ્દો યાદ નથી."



ફરમાવ્યું – "હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) અને બીજા સહાબએ કિરામ (રદિ.)ની નાણાકીય આવક ઘણી હતી અને પોતાના ઉપર ખર્ચ કરવામાં પણ તેઓ ઘણી જ કરકસર કરતા હતા. એમનું ખાવું–પીવું એકદમ સામાન્ય પ્રકારનું હતું અને તેઓ એકદમ સાદગીભર્યું, બલકે ફકીરાના જીવન ગુજારતા હતા. આમ છતાં એમનામાં ઘણા બધા જ્યારે આ દુનિયાથી વિદાય થયા તો કર્ઝ મૂકીને વિદાય થયા. કેમ કે, તેઓ પોતાની બધી જ આવક અલ્લાહના રસ્તામાં ખર્ચ કરી દેતા હતા. હકીકતમાં મોમિનનો માલ છે જ એટલા માટે કે અલ્લાહના દીન માટે લગાવવામાં આવે."



પોતાના કમરામાં બિછાવાયેલા એક પલંગ તરફ ઈશારો

કરતાં આ આજિઝ (સંપાદક)થી ફરમાવ્યું :–

"આ પલંગ મારી વાલિદહના દાદાનો છે અને બરાબર (સતત) ઉપયોગમાં રહે છે." (પછી હિસાબ લગાવવામાં આવ્યો તો જાણવા મળ્યું કે લગભગ એંસી (૮૦) વરસ એનો વપરાશ કરતાં કરતાં વીતી ગયાં હતાં.)

પછી ફરમાવ્યું – બરકત આ જ છે કે કોઈ વસ્તુ સામાન્યપણે જે સમયે અને જે હાલતમાં ખતમ થઈ જવી જોઈએ તે વસ્તુ એ રીતે ખતમ ન થાય અને પોતાનું કામ આપતી રહે.

ફરમાવ્યું – હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની દુઆથી કેટલીકવાર ખાવા–પીવા વગેરેમાં બરકત થવાની જે ઘટનાઓ બની છે એમની હકીકત આ હતી કે અસલી વસ્તુ ખતમ થઈ ન હતી.




ફરમાવ્યું – **"કુલ્લ યવ્મિન હુવ ફી શઅ્ન"** – આ આયતે કરીમાનો મતલબ આ છે કે જે કાંઈ અને જે–જે પ્રકારનાં અઝીમુશ્શાન અને આશ્ચર્યચકિત કરી દેનારાં કામ અલ્લાહપાક પહેલાં કરી ચૂક્યો છે એનાથી પણ હજારોગણાં આશ્ચર્યસભર અને મહાન કામ અલ્લાહ પાક પ્રત્યેક ઘડીએ

કરી શકે છે. અને તેની અસીમ કુદરત પ્રતિપળે એ જ ભવ્યાતિભવ્ય શાન સાથે કાર્યરત છે.



મુંબઈના મશહૂર દૈનિક (ઉર્દૂ) ''અલ હિલાલ''ના માલિક અને તંત્રી હાફિઝઅલી બહાદુરખાન (બી.એ.) એકવાર હઝરતની મરઝુલ્ વફાતમાં જ ઝિયારત માટે પધાર્યા. હઝરતે બેહદ કમઝોરી હોવા છતાં લગભગ અડધો કલાક સુધી એમનાથી વાતચીત ફરમાવી. તે આ વાતચીતથી ઘણા જ પ્રભાવિત થયા અને મુંબઈ પહોંચીને એમણે ''અલ હિલાલ'' અખબારના કેટલાક અંકોમાં હઝરતના વ્યક્તિત્વ અને દીની દઅવત વિશે પોતાના મંતવ્યો લખ્યા અને હઝરતની તબ્લીગી અને ઈસ્લાહી ચળવળની અઝમત અને મહત્ત્વનો સ્વીકાર એ અંદાઝમાં કર્યો, જેની આશા આજકાલના કોઈ તંત્રી કે લીડરથી નથી રાખી શકાતી.

''અલ હિલાલ''ના તે અંકો મને એક જગાએથી મળી ગયાં. હાફિઝ સાહેબના તે લખાણો વાંચીને મને ઘણી જ ખુશી થઈ અને મેં ઈરાદો કર્યો કે આ લખાણો હઝરત (રહ.)ને પણ સંભળાવીશ. તદઅનુસાર, તે અંકો હાથમાં લઈને કોઈ અનુકૂળ સમયે હું એ આશા સાથે હઝરતની ખિદમતમાં હાજર થયો કે હાથમાં અખબારનાં પાનાં જોઈ હઝરત પોતે જ પૂછશે

કે હાથમાં શું છે ? પછી મને એ લખાણો સંભળાવવાની તક મળી જશે.

પરંતુ મારી ધારણા અને અપેક્ષાથી વિરુદ્ધ હઝરતે કશું જ ન પૂછયું. હઝરત પૂછશે તેની આશામાં મેં થોડીવાર ઈન્તિઝાર કર્યો. પછી મારાથી ન રહેવાયું એટલે મેં જાતે જ કહ્યું કે હઝરત ! ફલાણા દિવસે મુંબઈના હાફિઝઅલી બહાદુરખાન સાહેબ, જે અહીંયા પધાર્યા હતા તે અલ્હમ્દુ લિલ્લાહ ઘણા જ પ્રભાવિત થઈને ગયા અને એમણે પોતાના અખબારમાં આપણા કામ વિશે કેટલાંક લખાણો લખ્યાં છે, જેમાં કામની અઝમત અને મહત્ત્વનો એમણે ખુલ્લા દિલે સ્વીકાર કર્યો છે અને એવું જણાય છે કે કામને એમણે સારી રીતે સમજયું છે. જો ઈરશાદ થાય તો એમના લખાણોમાંથી એકાદ મઝમૂન સંભળાવી દઉં ?

ફરમાવ્યું – મૌલવી સાહેબ ! જે કામ થઈ ચૂક્યું એનો ઝિક્ર શા માટે ? બસ, આ જુઓ કે જે કાંઈ આપણે કરવાનું હતું એમાંથી શું રહી ગયું ? અને જે કાંઈ કરવામાં આવ્યું એમાં કેટલી અને કેવી કેવી ભૂલો થઈ, ઈખ્લાસમાં કેટલી ઊણપ રહી, અલ્લાહ તઆલાના હુકમની અઝમતનું ધ્યાન કેન્દ્રિત કરવામાં કેટલી ગફલત થઈ, અમલના આદાબની કાળજીમાં અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતોના અનુસરણમાં કેટલી ખોટ રહી ? મૌલવી

સાહેબ ! આ કામો પર અમલ વગર પાછલાં કામોનો ઝિક્ર કરવો અને એના પર ખુશ થવું બસ એવું છે, જેમ કે રસ્તે ચાલવાવાળો મુસાફિર ઊભો થઈને પાછળ જોવા લાગે અને ખુશ થવા માંડે.

પાછલા કામની માત્ર ઊણપો તલાશ કરો અને એ ઊણપોને ભરપાઈ કરવાની ફિકર કરો અને ભવિષ્ય માટે મનન કરો કે શું કરવાનું છે ?

આ ન જુઓ કે એક માણસે આપણી વાતને સમજી લીધી અને સ્વીકારી લીધી, બલકે એના ઉપર મનન કરો કે આવા કેટલા લાખ અને કેટલા કરોડ માણસો બાકી છે, જેમના સુધી હજુ આપણે અલ્લાહની વાત પહોંચાડી શક્યા પણ નથી અને કેટલા છે, જેઓ જાણવા અને માનવા છતાં પણ આપણી કોશિશોની કમીના કારણે અમલ ઉપર નથી આવતા !




ફરમાવ્યું – નમાઝને હદીષે પાકમાં ''ઈમાદુદ્દીન'' (દીનનો સુતૂન) ફરમાવવામાં આવેલ છે. એનો આ મતલબ છે કે નમાઝ ઉપર બાકી દીનનો આધાર છે અને તે નમાઝથી જ મળે છે. નમાઝમાં દીનની સમજ પણ મળે છે અને અમલની તવફીક પણ અતા થાય છે. વળી, જેવી કોઈની નમાઝ હશે

તેવી જ એના હકમાં આ અતા પણ હશે. એટલા માટે નમાઝની દઅવત આપવી અને લોકોની નમાઝોમાં ખુશૂઅ–ખુઝૂઅ પેદા થાય તે માટેની કોશિશ કરવી ચોક્કસપણે પૂરા દીન માટે કોશિશ કરવા બરાબર છે.




ફરમાવ્યું – જે કામ મુખ્લિસ અવામથી લઈ શકાય તેમ હોય અને એ રીતે એમના દરજાત અને અજમાં તરક્કી થવાની ઉમ્મીદ હોય તે કામ એમનાથી ન લેવું, બલકે પોતે કરવું, મુખ્લિસ અવામ સાથે હમદર્દી નથી, એક પ્રકારનો ઝુલ્મ છે અને અલ્લાહ તઆલાની અસીમ દયાભાવના અને કરીમાના શાન "ભલાઈની તરફ બોલાવનાર પણ તે ભલાઈનું કામ કરનારા સમાન છે"ની નાકદરી છે.

ફરમાવ્યું – ભાઈ, દીન પર અમલ ઊંડી સમજ માંગી લે છે.




ફરમાવ્યું – આ એક ઘણો જ મહત્ત્વનો ઉસૂલ છે કે દરેક તબકાને દઅવત તે જ વસ્તુની આપવામાં આવે કે જેના હક હોવાને અને જરૂરી હોવાને તે પોતે પણ માનતો હોય અને

અમલની કોતાહીને પોતાની કોતાહી સમજતો હોય. જયારે તે તબકો એ વસ્તુઓ પર અમલ કરવા લાગશે તો આગળની વસ્તુઓનો એહસાસ ઈન્શાઅલ્લાહ તેમનામાં આપમેળે પેદા થશે અને તે આમાલની અદાયગીની યોગ્યતા પણ પેદા થશે.




ફરમાવ્યું – જેઓ જેટલા વધારે સત્યનિષ્ઠ છે એમનામાં એટલી જ વધારે કોશિશની જરૂરત છે. એમનું દીનના માટે ઊઠવું અત્યંત જરૂરી છે, કેમ કે તેઓ જ દીનના કામની બુનિયાદ બની શકે છે.




ફરમાવ્યું – અફસોસ ! જે લોકો દીનથી બિલકુલ ગાફિલ અને પાછળ છે એમને જોઈને આપણે આપણી નજીવી દીની હરકત પર સંતુષ્ટ અને મુત્મઈન થઈ જઈએ છીએ અને એવું સમજીએ છીએ કે આપણે આપણો હક અદા કરી રહ્યા છીએ. જયારે કે થવું એમ જોઈએ કે અલ્લાહના જે મહાન બંદાઓએ દીનના માટે પોતાનું સર્વસ્વ કુરબાન કરી દીધું એમનો નમૂનો નજર સામે રાખીને આપણે હંમેશા પોતાને બિલકુલ પાછળ સમજતા રહીએ અને જેટલું કામ કરી રહ્યા છીએ એનાથી વધારે કરવા માટે સતત પ્રયત્નશીલ અને બેચેન રહીએ.

હઝરત ઉમર (રદિ.) સતત એ માટે પ્રયત્નશીલ રહેતા હતા કે કોઈ પણ રીતે દીનની ખિદમતમાં તે હઝરત અબૂબક્ર (રદિ.)નો મકામ મેળવી લે.




ફરમાવ્યું – તબ્લીગના આદાબમાંથી એક આ છે કે વાત ઘણી લાંબી ન હોય અને શરૂઆતમાં લોકોને એટલો અમલ કરવાનું કહેવામાં આવે, જેને તેઓ ઘણો જ મુશ્કેલ અને બોજારૂપ ન સમજી લે. ક્યારેક ક્યારેક લાંબી વાતથી અને ભારેખમ મુતાલબાથી લોકો ભડકીને કામથી દૂર થઈ જાય છે.




ફરમાવ્યું – કેટલાક લોકો એવું સમજે છે કે કેવળ વાત પહોંચાડી દેવાનું નામ તબ્લીગ છે. આ મોટી ગલતફહમી છે. તબ્લીગ આ છે કે પોતાની શક્તિ, સલાહિયત અને યોગ્યતાની હદ સુધી લોકોને દીનની વાત એ રીતે પહોંચાડવામાં આવે, જે રીતે પહોંચાડવાથી લોકોના માનવાની ઉમ્મીદ હોય. હઝરાતે અમ્બિયાએ કિરામ અલયહિમુસ્સલામ આ જ તબ્લીગ લઈને દુનિયામાં તશરીફ લાવ્યા.

## ૨૦૧

ફરમાવ્યું – ફઝાઈલનું સ્થાન મસાઈલથી પહેલું છે, ફઝાઈલથી આમાલ પર મળનારા અજ્રનું યકીન સબળ બને છે, જે ઈમાનનો મકામ છે અને એનાથી જ માણસ અમલ તરફ વળે છે. મસાઈલ જાણવાની જરૂરતનો એહસાસ તો માણસને ત્યારે જ થશે, જયારે તે અમલ માટે તૈયાર થશે. એટલા માટે અમારી દષ્ટિએ ફઝાઈલની અહમિયત વધારે છે.

## ૨૦૨

ફરમાવ્યું – તબ્લીગી જમાઅતોના તઅલીમના નિસાબમાં એક અગત્યનો વિભાગ તજવીદ પણ છે. કુર્આન શરીફ સહીહ પદ્ધતિથી પઢવું એ અત્યંત જરૂરી છે.

"અલ્લાહ તઆલા કોઈના અવાજ તરફ એટલા કાન દઈને નથી સાંભળતો, જેટલું નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મધુર અવાજમાં કુર્આન પઢવાને સાંભળે છે."

તજવીદ અસલમાં તે જ "તગન્ના બિલ કુર્આન" (કુર્આનનું મધુર કંઠમાં પઠન) છે, જે હદીષમાં નકલ થઈ આપણા સુધી પહોંચી છે.

પરંતુ તજવીદની તઅલીમ માટે જેટલા સમયની જરૂરત હોય છે તેટલો સમય જમાઅતમાં નથી મળી શકતો. એટલા માટે એ દિવસોમાં તો માત્ર એ વાતની કોશિશ કરવામાં આવે કે લોકોને તજવીદની જરૂરતનો એહસાસ થઈ જાય અને પછી એને શીખવા માટે માણસ અલગ સમય ફાળવવા માટે તત્પર થઈ જાય.




ફરમાવ્યું – બીજાઓને દીનની દઅવત અને તરગીબ આપવી એ છૂપી ઈબાદત છે, કેમ કે લોકો તેને ઈબાદત સમજતા જ નથી. અને તેમાં ઉત્તમ દરજાની દઅવત છે, જે જાહેર ઈબાદતોમાં ખૈરનો ખાસ ભાગ હોય છે.




ફરમાવ્યું – બુઝુર્ગોની ખિદમતનો મકસદ હકીકતમાં આ હોય છે કે એમનાં જે સામાન્ય પ્રકારનાં રોજીંદા કામો છે તે બીજા લોકો પોતાના માથે લઈ લે, જેથી એ બુઝુર્ગોનો સમય અને કુવ્વતો તે મોટા કામોના માટે ફારિગ રહે, જે કામો તે જ અકાબિર હઝરાત સારી રીતે અંજામ આપી શકે છે. ઉદાહરણ તરીકે, કોઈ મોટા શૈખ અથવા કોઈ આલિમ અને મુફતીના એવાં સામાન્ય કામો આપ પોતાના ઝિમ્મે લઈ લો, જે

આપના બસમાં હોય અને આ રીતે આ હઝરાતને ફારિગ અને બેફિકર કરી દો તો તેઓ દીનના જે મોટાં મોટાં કામ કરે છે (ઈસ્લાહ, વઅઝ, દર્સ, ઈફતા વગેરે) તે કામ વધારે શાંતિપૂર્વક, એકાગ્રતાથી અને નિશ્ચિંતપણે કરી શકશે અને આ રીતે એમની ખિદમત કરનારાઓ એમનાં મોટાં કામોના સવાબમાં ભાગીદાર થઈ જશે. આ રીતે મોટાં માણસોની ખિદમત એમના મોટાં કામોમાં ભાગીદાર થવાનો એક ઝરીયો છે.



ફરમાવ્યું – સાચી મુહબ્બતનો હાલ આ હોય છે કે આશિક અને મઅશૂકના જઝબાત અને ભાવનાઓમાં પણ એકરૂપતા અને સરખાપણું પેદા થઈ જાય છે. મારા ભાઈ મવલાના મુહમ્મદ યહ્યા સાહેબ (રહ.)નો હાલ આ હતો કે ખાનકાહથી તે દૂર રહેતા હતા તે છતાં અનેકવાર એવું બનતું કે અચાનક એમના દિલમાં ખાનકાહ જવાની તીવ્ર ઈચ્છા પેદા થતી અને પછી તરત તૈયાર થઈને ચાલવા માંડતા અને જયારે દરવાઝો ખોલતા તો હઝરત ગંગોહી (કુદિસ સિર્રુહૂ)ને એમના ઈન્તિઝારમાં જ બેસી રહેલા જોતા.

અલ્લાહ તઆલાથી જયારે કોઈ બંદાને સાચી મુહબ્બત થઈ જાય છે તો પછી આ જ મામલો અલ્લાહપાક સાથે થઈ

જાય છે કે એની મરજી એ જ બંદાની મરજી થઈ જાય છે અને એનો અણગમો બંદાનો અણગમો થઈ જાય છે. અને એનાથી મુહબ્બત પેદા કરવાનો તરીકો છે હઝરત નબીએ પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સંપૂર્ણ ઈત્તિબાઅ. કુર્આને કરીમમાં સાફ જણાવવામાં આવ્યું છે, **''હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! આપ કહી દો કે જો તમે અલ્લાહપાકથી મુહબ્બત રાખો છો તો મારી ઈત્તિબાઅ (અનુસરણ) કરો, તમારાથી અલ્લાહપાક મુહબ્બત કરશે.''**




જે લોકો દીનદાર અને દીનના જાણકાર હોવા છતાં દીનની તબ્લીગ માટે અને ઉમ્મતની ઈસ્લાહ માટે એ પ્રકારની કોશિશ નથી કરી રહ્યા, જે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નિયાબત (પ્રતિનિધિત્વ)નો તકાઝો છે એમના વિશે એક દિવસે હઝરત (રહ.)ની ઝુબાનથી નીકળી ગયું કે ''આવા લોકો ઉપર ઘણી જ દયા આવે છે.'' – ત્યાર બાદ ઘણીવાર સુધી સતતપણે અલ્લાહ તઆલાથી ઈસ્તિગફાર ફરમાવતા રહ્યા – પછી આ આજિઝ (સંપાદક)ને સંબોધીને ફરમાવ્યું–

''મેં આ ઈસ્તિગફાર એ વાત પર કર્યો છે કે મારી ઝુબાનથી આ દાવાભર્યું વાક્ય નીકળી ગયું હતું કે ''મને આવા

લોકો ઉપર ઘણીં જ દયા આવે છે."

## ૨૦૭

ફરમાવ્યું – બધી જ મસ્જિદો મસ્જિદે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનાં ફાંટા છે, એટલા માટે તમામ મસ્જિદોમાં તે બધાં જ કામો થવાં જોઈએ, જે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મસ્જિદમાં થતાં હતાં. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મસ્જિદમાં નમાઝ ઉપરાંત તઅલીમ, તરબિયત અને દીનની દઅવતને લગતાં બધાં જ કામ થતાં હતાં. દીનની તબ્લીગ યા તઅલીમ માટે કાફલાઓની રવાનગી પણ મસ્જિદથી જ થતી હતી. અહીંયા સુધી કે સૈન્ય (લશ્કર)નો નિઝામ પણ મસ્જિદમાંથી જ ચાલતો હતો. અમે એવું ચાહીએ છીએ કે આપણી મસ્જિદોમાં પણ આ બધાં કામ એ જ રીતે થવા લાગે.

## ૨૦૮

ફરમાવ્યું – કામની સાચી પદ્ધતિ આ છે કે જે કાર્ય નીચલા દરજાના લોકોથી લઈ શકાય તેમ હોય, તે (કામ) એમનાથી ઉપલા દરજાના (વધારે સલાહિયતવાળા) લોકોએ કરવું, જ્યારે કે નીચલા દરજાના (ઓછી સલાહિયતવાળા) કામ કરનારાઓ પણ મવજૂદ હોય, મોટી ગલતી છે, બલકે એક

પ્રકારનો નેઅમતનો અસ્વીકાર અને નીચલા દરજાવાળાઓ ઉપર અત્યાચાર છે.

## ૨૦૯

ફરમાવ્યું – દીનની દઅ્વતનો એહતિમામ મારા નઝદીક આ સમયે એટલો જરૂરી છે કે જો એક માણસ નમાઝમાં મશગૂલ હોય અને એ દરમિયાન એક નવો માણસ આવે અને પાછો જવા લાગે અને પછી એના ફરીથી મળવાની શક્યતા ન હોય તો મારા નઝદીક નમાઝને અધવચ્ચેથી તોડીને એ માણસથી દીનની વાત કરી લેવી જોઈએ અને વાત કર્યા પછી અથવા એ માણસને રોકીને પોતાની નમાઝ ફરીથી પઢવી જોઈએ.

## ૨૧૦

આ જ સિલસિલામાં ફરમાવ્યું – મારી હૈસિયત એક સામાન્ય મોમિનથી ઊંચી ન સમજવામાં આવે, માત્ર મારા કહી દેવાથી અમલ કરવો બદ્દીની છે. હું જે કાંઈ કહું તેને અલ્લાહની કિતાબ અને સુન્નતે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અનુસાર પરખીને અને પોતે ચિંતન–મનન કરીને પોતાની જવાબદારી ઉપર અમલ કરો. હું તો કેવળ મશ્વરો આપી રહ્યો છું.

હઝરત ઉમર (રદિ.) પોતાના સાથીઓને વારંવાર કહ્યા કરતા હતા કે "તમે લોકોએ મારા માથે મોટી જવાબદારી નાંખી છે. તમે સૌ મારા આમાલ ઉપર ચાંપતી નજર રાખ્યા કરો."

મારા દોસ્તોથી મારી પણ નમ્ર અને ભારપૂર્વક દરખાસ્ત છે કે તેઓ મારી નિગરાની કરે, જ્યાં ભૂલ કરું ત્યાં ટોકે અને મારી હિદાયત માટે દુઆઓ પણ કરે.




ફરમાવ્યું – કોઈ કામમાં મશગૂલ થવાથી એ સિવાયના ઘણાં બધાં કામ છૂટી જતાં હોય છે. એટલે કે જ્યારે માણસ એક કામમાં મશગૂલ થશે તો ચોક્કસપણે બીજા કામોમાં મશગૂલ નહીં થઈ શકે. વળી, એક કામમાં જેટલી હદ સુધીની મશગૂલી હશે એટલી જ બીજા કામોના એહતિમામમાં કમી પણ હશે. શરીઅતમાં દરેક સારાં કામને પૂરું કર્યા પછી ઈસ્તિગફાર કરવાની જે તઅલીમ આપવામાં આવી છે તેમાં મારા મત પ્રમાણે એક રહસ્ય આ પણ છે કે શાયદ કોઈ સારા કામ પ્રત્યેની એકાગ્રતા અને મશગૂલીને કારણે કોઈ બીજા કામની અદાયગીમાં ભૂલચૂક થઈ ગઈ હોય. ખાસ કરીને જ્યારે કોઈ કામની લગનમાં દિલ ચોંટી જાય છે અને દિલોદિમાગ ઉપર તે કામનો ઉત્સાહ છવાઈ જાય છે તો પછી એ સિવાયના બીજા કામોમાં ઘણીવાર ઊણપ રહી જાય છે.

એટલા માટે આપણા આ કામમાં લાગનારાઓએ ખાસ કરીને કામના ઝમાનામાં તથા કામ પૂરું થાય ત્યારે ઈસ્તિગફારના પુષ્કળ એહતિમામને પોતાના ઉપર જરૂરી ઠેરવી લેવો જોઈએ.



ફરમાવ્યું – ઉલમાએ કિરામને એમ કહેવામાં આવે કે આ તબ્લીગી જમાઅતોની હેરાફેરી, મહેનત અને કોશિશ વડે અવામમાં માત્ર દીનની તલબ અને કદર જ પેદા કરી શકાય છે અને એમને દીન શીખવા માટે માત્ર તૈયાર કરી શકાય છે. આગળ દીનની તઅલીમ અને તરબિયતનું કામ ઉલમાએ કિરામ અને અહલે દીનની કોશિશોથી જ થઈ શકે છે, એટલા માટે આપ હઝરાતના માર્ગદર્શનની સખ્ત જરૂરત છે.



કોઈ વાત ઉપર વર્તમાન યુગના* એક મશહૂર સાહિબે ઈલ્મ અને સાહિબે કલમ એવા દીનના ખાદિમનો ઝિક્ર આવી ગયો, જેમની અમુક અમલી કમઝોરીઓના કારણે ખાસ દીનદાર વર્તુળોને એમના વિશે સખ્ત વાંધો હતો, તો હઝરતે ફરમાવ્યું :

*ધ્યાનમાં રહે કે "વર્તમાન યુગ"નો મતલબ આ કિતાબ સંપાદિત થઈ તે વેળાનો યુગ છે, આ યુગની વાત નથી.

"હું તો એમનો કદરદાન છું, જો એમનામાં કોઈ કમઝોરી હોય તો હું તો એ વિશેની જાણકારી પણ મેળવવા નથી માંગતો, આ એમનો અને અલ્લાહ વચ્ચેનો મામલો છે. શાયદ એમના પાસે આ માટેનો કોઈ ઉજર હોય. આપણને તો આમ હુકમ આ છે કે દુઆ કરો : "હે અમારા પરવરદિગાર ! અમારા દિલોમાં ઈમાનવાળાઓ માટે દ્વેષભાવ ન નાંખ."




પંજાબના એક સુપ્રસિદ્ધ આલિમ અને બુઝુર્ગ (જેમનાથી ફૈઝવંત બનવાનું સૌભાગ્ય આ આજિઝ-સંપાદકને પણ હાસિલ છે) દિલ્હી પધાર્યા હતા. આ આજિઝ એમની ખિદમતમાં હાજર થયો અને હઝરત મવલાનાની દીની દઅવતનો અને તેની કાર્યપદ્ધતિ, ઉસૂલ વગેરેનો થોડીક વિગતથી ઉલ્લેખ કર્યો અને મેં પોતાના પુરાણા ભાવનાત્મક પરિચયના આધારે એમને તરગીબ આપી અને વિનંતી કરી કે તેઓ આ દીની દઅવત વિશે ઊંડાણપૂર્વકની જાણકારી મેળવવા માટે થોડા સમય માટે આ કામના મરકઝ-હઝરત નિઝામુદ્દીનમાં વીતાવે. મારી આખી વાત સાંભળ્યા પછી એમણે ખૂબ ખુશીનો ઈઝહાર કર્યો અને ફરમાવ્યું કે હમણાં તો હું લાંબા સમય માટે રોકાઈ શકું એમ નથી, માત્ર ત્રણ-ચાર દિવસ માટે આવ્યો છું અને હઝરત મવલાના પણ

બિમાર છે, માટે હમણા તો હું માત્ર ઝિયારત માટે હાજરી આપીશ, પરંતુ મેં એવી નિય્યત કરી લીધી છે કે જયારે મવલાનાની તંદુરસ્તી સારી થઈ જશે અને જયારે તેઓ કોઈ મહત્ત્વના તબ્લીગી દવરા માટે નીકળશે તો હું ઈન્શાઅલ્લાહ એમની સાથે રહીને કામનો નજીકથી અભ્યાસ કરીશ."

– આ આજિઝ (સંપાદક) જયારે દિલ્હી શહેરથી બસ્તી નિઝામુદીન પાછો આવ્યો અને હઝરતને આ પૂરી વાતચીત સંભળાવી તો ઈરશાદ ફરમાવ્યો, "શયતાનનો આ ઘણો મોટો પ્રપંચ (ધોકો) છે કે તે ભવિષ્યમાં મોટું કામ કરવાની ઉમ્મીદ બંધાવીને તે નાના કામથી રોકી દે છે, જે આ ઘડીએ શક્ય હોય છે. તે ચાહે છે કે બંદો આ ઘડીએ જે સારું કામ કરી શકતો હોય એનાથી એને કોઈ પણ બહાને હટાવી દેવામાં આવે અને પોતાની આ ચાલમાં તે મોટેભાગે સફળ રહે છે. પછી ભવિષ્યમાં માણસ જે મોટા કામની ઉમ્મીદ બાંધે છે તેનો સમય જ નથી આવતો. મોટા કામોની ઉમ્મીદો મોટા ભાગે અપૂર્ણ જ રહે છે. એનાથી ઊલટું, જે સારું કામ તાત્કાલિક શક્ય હોય, ભલે તે એકદમ નાનું હોય, એમાં લાગવું મોટા કામ સુધી પહોંચવાનો સબબ બની જાય છે. એટલા માટે અકલમંદી આ છે કે જે સારું કામ જે સમયે કરવાની તક મળી જાય એને એ જ ઘડીએ કરી લેવામાં આવે અને ફુરસતના સમયનો [illegible] સારા કામોમાં ઉપયોગ કરી લેવામાં આવે. –

એ સાહેબના માટે સારું આ છે કે હમણાં જેટલો સમય આપવો શક્ય હોય એટલો સમય આપી દે અને મારી બિમારીની પરવા ન કરે. કોઈને શું ખબર કે આ બિમારીમાં તંદુરસ્તીના ઝમાના કરતાં ઘણું વધારે કામ થઈ રહ્યું છે."

–અલ્લાહનું કરવું એવું થયું કે તે બુઝુર્ગ એ સમયે રોકાઈ ન શક્યા અને ભવિષ્ય વિશે તેમણે જે ઈરાદો કર્યો હતો તે પણ પૂરો ન થઈ શક્યો અને થોડાંક જ દિવસો પછી હઝરત મવલાના ઈલ્યાસ સાહેબ (રહ.)નો ઈન્તિકાલ થઈ ગયો.

(–અલ્લાહ તઆલા હઝરત મવલાના ઈલ્યાસ સાહેબ (રહ.)ની બાલબાલ મગફિરત ફરમાવે અને એમને પોતાના ઈન્આમયાફતા બંદાઓમાં શુમાર ફરમાવીને એમના મિશન–તબ્લીગી તહરીકને વધુ ને વધુ તરક્કી અતા ફરમાવે, હઝરતની કુરબાનીઓને માલિકે હકીકી શર્ફે કુબૂલિયત નસીબ ફરમાવે અને આપણા સૌને દીનની મહેનત માટે કુબૂલ ફરમાવે, આમીન યા રબ્બલ આલમીન !)

★ **સમાપ્ત** ★